# કબીર-બોધ.



મહાત્મા કબીરજીનું જીવન ચરિત્ર, કબીરજીના
પસંદ કરેલા ૩૦૧ દોહરાઓ, કબીરજ્ઞાન
સ્વરોદય અને પુનમ માહત્મની કથા.



સંગ્રહ કરી છપાવી પ્રસિદ્ધકર્તા
બુકસેલર ચંદુલાલ સાકરલાલ
ઠે. બાલાહનુમાન પાસે અમદાવાદ



સંવત ૧૯૯૬ સને ૧૯૪૦

કીં: ૧—૪—૦

# અનુક્રમણિકા.

# ભક્તકવિ કબીરજીનું જીવનચરિત્ર



## આદિવચન

"અજ્ઞાત સ્થળથી હું આવ્યો છું. માયાએ દુનિયાને ભૂલાવામાં નાંખી છે. હું કોણ છું તે કોઈ પણ જાણતું નથી. હું કોઈ પણ સ્રીના પેટે જન્મ્યો નથી પણ એક બાળક તરીકે ચમત્કારથી પ્રકટ થયો છું. મારૂં રહેઠાણ કાશીની એક એકાંત જગ્યામાં હતું. તે જગ્યામાંથી હું આ વણકરને હાથ આવ્યો છું. મારા શરીરમાં કામ, લોભ કે અન્ય સ્થૂળ દૈહિક તત્ત્વો નથી પણ મારૂં શરીર બુદ્ધિતત્ત્વનું બનેલું છે. આ પૃથ્વીમાં આવ્યો છું તે ઉપદેશ કરવા માટે. મારું નામ કબીર તે મારી બ્રહ્મજ્ઞાની જીંદગીની એક આગાહી બતાવનારું છે."

આ શબ્દો એક બ્રહ્મજ્ઞાની બાળકના મુખમાંથી નીકળેલા છે. એ બાળક કોણ છે એ તો વાંચકો જાણી શક્યા હશે.

એક દંતકથા જનસમાજમાં પ્રચલિત છે. વિષ્ણુ ભગવાન અને લક્ષ્મીજી વિવાદે ચઢયાં. ભગવાન કહે છે કે ધરતી ઉપરના ભક્તો મારા સાચા ભક્તો છે. તેઓ મને કદી વિસરે જ નહિ. લક્ષ્મીજી છેડાઈ પડયાં. તેમને તો ભગવાનના ભક્તોનું પારખું લેવું હતું. તે માટે પૃથ્વી ઉપર પગ માંડતાં પણ તેમને વાર ન થઈ.

પરમ પવિત્ર વારાણસી કાશી નગરીમાં આ સમયે સાધુ રામાનંદ ભક્તિ અને ભજનમાં તદ્રુપ હતા, આ સ્થળે લક્ષ્મીજીએ એક સુંદર ખુશનુમા બાગ ઊભો કરી દીધો. શો એ બાગ ! સુશોભિત વૃક્ષો, બેનમૂન ફૂલો, સુમધુર સંગીતથી વહેતા પાણીના ઝરા, ઉર્ધ્વ ગમનનો સંકેત કરતા ફુઆરા, મનોહર પંખીઓ, જાણે વાક્ચૈતન્યના સાક્ષાત્ નિર્ઝરો ! આવો અભિનવ બાગ જોઇને સાધુ લોભાયા; ભગવાનને કંઠે આરોપિત કરવાના હેતુથી તેમણે કેટલાંક ફૂલો ચૂંટી ચાલવા માંડયું; પણ ત્યાં તો લક્ષ્મીજીએ માલણના વેશમાં સાધુને ઠપકો દીધો.

"સાધુ જેવા સાધુ થઈ ફૂલો ચૂંટી લેતાં શરમાતા નથી ?" આથી સત્યનિષ્ઠ અને પ્રભુનિષ્ઠ એવા સાધુ રામાનંદને માઠું લાગ્યું. તેમણે ફૂલો તરતજ લક્ષ્મીજીને આપી દીધાં. લક્ષ્મીજી તરતજ ભગવાન પાસે આવ્યાં અને જાણે પોતે મોટી ચોરી પકડી હોય તેમ પોતાની સાડીમાંના ફૂલ બતાવવા પ્રયત્ન કર્યો પરંતુ ત્યાં તો ફૂલને બદલે પોતાના પાલવમાં એક સુંદર બાળકને જોઇને તેઓ લજવાઈ ગયાં.

પોતાની કસૂરની સ્પષ્ટ પ્રતીતિ થવાથી માણસ જેમ નમી પડે છે, ભોંઠો પડે છે, તેમ લક્ષ્મીજી તરતજ કરગરીને બોલ્યાં: "મહારાજ ! મને ક્ષમા કરો, હવે મારી ખાત્રી થઈ છે કે આપના ભકતો આપના તરફ જ ધ્યાનમગ્ન છે તથા તેમના પ્રત્યે આપની કૃપા હંમેશાં રહેલી જ છે." ભગવાનની આજ્ઞા મુજબ લક્ષ્મીજી બાળકને બાગના હોઝમાં મૂકી આવ્યાં. નીમા અને નીરૂ નામના જુલૈયા (મુસ્લીમ) જાતિનું એક યુગલ—તરતનાં જ પરણેલાં પોતાને ઘેર જતાં હતાં. તેઓને આ બાળક લહાર નામના તળાવ આગળથી મળી આવ્યું. બાળકનું નામ પાડવા માટે કાજીને બોલાવવામાં આવ્યા. કાજીએ કુરાન ઉઘાડીને જોતાં તેની અનુક્રમણી વચ્ચે અકબર, કિબ્રિયા અથવા કબ્ર એવાં ગણુ

ઈશ્વરનાં જ નામ નીકળ્યાં. પરંતુ મુસ્લીમ બાળકને આવું પવિત્ર નામ આપતાં તેનું મન અને દિલ બન્ને સંકુચિત થઈ ગયાં. ત્રણચાર નવા કાજીઓને બોલાવવામાં આવ્યા. પરંતુ તેમને પણ તે જ નામો હાથ લાગવાથી તેઓ ઉશ્કેરાઈ ગયા, તેઓ ગ્હીડાયા; આ બાળક કોઈ સેતાન છે એમ તેમને કોઈ અધન્ય પળે લાગ્યું અને તેથી બાળકને મારી નાખવાના હેતુથી તેને ઘરના અંદરના ભાગમાં લઈ જવામાં આવ્યું. તેને મારવાની ક્રિયા શરૂ થાય તે પહેલાં, બાળકે આ લેખના મથાળે ટાંકેલા ઉપર્યુક્ત શબ્દો આકાશની કોઈ દિવ્ય વાણીના સ્વરૂપમાં ઉચ્ચાર્યાં, ત્યારે મારાઓ અવાક્ થઈ ગયા. મહાત્મા અને ભક્તકવિ એવા કબીરના જીવનની પ્રથમ પળે આ દિવ્ય ચમત્કાર જોતાં જ અજ્ઞાન કાજીઓની બાજી ઉંધી વળી અને તે પળથી તેઓ કબીર નામે ઓળખાયા.

બીજી પણ એક દંતકથા પ્રચલિત છે. એક વખત એક ઉંચ કુળની વિધવા બ્રાહ્મણ સ્ત્રી રામાનંદ મહારાજનાં મંદિરમાં દર્શન કરવા જતાં, તેના ભક્તિભાવથી પ્રસન્ન થઈ ગુરૂ રામાનંદે પ્રસન્નતાના આવેગમાં તેને **पुत्रवती भव ।** એવો આશીર્વાદ આપ્યો. પરંતુ તુરતજ સ્ત્રીના પિતાએ રહસ્ય પ્રકટ કર્યું કે 'મારી દીકરી તો વિધવા છે.' રામાનંદે સામો જવાબ વાળ્યો. "દિલગીર છું, કે તે મેં જાણ્યું ન હતું. સાધુના આશીર્વાદ કદી ફળિભૂત થયા શિવાય રહી શકતા નથી. પરંતુ તેને પુત્ર જન્મતાં તેને માથે કલંક નહિ આવે, બાળકનો જન્મ તેના હાથમાંથી થશે." અને આ બાળક તે કબીર.

કર એટલે હાથ અને વીર એટલે બહાદૂર બાળક, કબીર હાથમાંથી જન્મેલ વીર બાળક એમ અર્થ ગણી શકાય. કબીરના જન્મ પછી બ્રાહ્મણબાઈ લોકલાજને વશ થઈ બાળકને એકાંતમાં લઈ ગઈ

તથા પાણીના ફુઆરામાંના કમળની નીચે એક વસ્ત્રમાં લપેટી તેને રમતું મૂકી દીધું.

આમ બન્ને દંતકથાઓ કબીરના જન્મ વિષે સમાજમાં પ્રચલિત થઈ છે.

જે વખતે આપણા રાષ્ટ્રમાં લગભગ અંધાધુધિ પ્રસરતી હતી તથા મુસ્લીમોની વટાળ પ્રવૃત્તિ વધારે વેગમય બની હતી, ત્યારે એટલે મુસ્લીમોના શાસનકાળમાં–લગભગ તેના છેલ્લા ઉદયકાળમાં એટલે ઈ. સ. ૧૩૯૮માં મહાત્મા ભક્ત કબીરનો જન્મ કાશીનગરીમાં થયો હતો. તેઓ એક મહાન કબીર પંથના સ્થાપક બન્યા હતા. આજ પણ તેમના અનુયાયીઓદ્વારા તેમનાં ભજનો ભારતવર્ષનાં ઘરેઘરમાં પ્રચલિત છે. ભારતવર્ષમાં 'કબીર' એક યુગપ્રવર્તક નામ તરીકે વધારે પૂજાય છે. તેઓ કવિ તો છે જ પરંતુ કવિ નથી તેટલા તેઓ ભક્ત છે, અને ભક્ત નથી તેટલા તેઓ મહાત્મા અથવા ઋષિપદને લાયક છે. એમના ગુણોની બલવત્તર પ્રતિભાએ આ વાતની બરોબર સાક્ષી પૂરી છે. તેઓ રામના ભક્ત હતા.

## કાફર કોણ ?

તેઓ બાલ્યાવસ્થામાં જ 'રામ રામ' અને 'હરિ હરિ'નો ઉચ્ચાર કરતા હતા. મુસ્લીમો તેને કાફર કહેતા. પરંતુ મુસ્લીમોને પણ તેમણે ચમત્કાર બતાવી દીધા હતા. તેઓ મુસ્લીમોને કહેતાઃ– "જે કોઈ બીજાને નાહક મારે, જુઠો વેશ સજીને જગતને ઠગે, દારૂ પીએ, ત્યાજ્ય વસ્તુઓ ખાય, પારકો માલ હરી જાય, તે જ કાફર કહેવાય.

**ગલા કાટ બિસમિલ કરે, વોહ કાફર બેબુઝ;**
**ઔરન કો કાફર કહે, અપનાં કુફર ન સુઝ.**

[ જે કોઇ માણુસ બીજા માણુસનું ગળું કાપે, અને તેમ કરતાં ઈશ્વરનું નામ લે, તે માણુસ કાફર એટલે લુચ્ચો–અપવિત્ર છે. તેવો માણુસ બીજાને કાફર કહે છે, પરંતુ તેને પોતાને પોતાનું નાલાયકીપણું દેખાતું નથી. ]

એક દિવસ કબીર કપાળે તિલક કરી ગળામાં જનોઈ પહેરી "નારાયણ નારાયણ" બોલવા લાગ્યા. એક મુસ્લીમ વણકરના છોકરાનાં આવાં અપકર્મ (?) થી બ્રાહ્મણો છેડાઈ પડયા. તેઓ વઢવા લાગ્યાઃ–" તું તો આમ કરીને વિષ્ણુરૂપ અખત્યાર કરે છે, નારાયણ અને ગોવિંદ તું બોલે છે પરંતુ તે તો અમારો ધર્મ છે." કબીરની પાસે જવાબ હાજર જ હતોઃ—

૧

**મેરી જીહ્યા વિષ્ણુ, નેની નારાયણ, હિરદે બસે ગોવિંદા;**
**જમદ્વારે જબ પૂછે સબબરે, તબ કયા કરોગે મુકુંદા!**

૨

**હમ ઘર સુત, તુમે નિત તાંના કુંઠ, જને તુમારે;**
**તુમ નિત બાંચન ગીતા ગાયત્રી, ગોવિંદ હૃદય હમારે.**

૩

**હમ ગોરૂ, તુમ ગવાલ ગુસાઈ, જનમ જનમ રખવારે;**
**કુબ નહિ વારસો પાર ચરાય, તુમ કૈસે ખસમ હમારે.**

૪

**તુમ બ્રાહ્મણ, મેં કાશીકો જુલૈયા, બુજો મેરા જ્ઞાન;**
**તુમ નિત બોજત ભૂપતિ રાજે, હરિસંગ મેરા ધ્યાન.**

[ મારી જીભ જ વિષ્ણુ છે. મારી આંખો નારાયણ છે અને

મારા હૈયામાં ગોવિંદ વસેલો છે, પણ તમો તમારા મરણ પછી ઈશ્વરને શો જવાબ આપશો ? ]

[ હું વણકર હોવાથી મારે ઘેર સુતરના તાંતણાથી કપડાં સદા વણાય છે અને તમે પવિત્ર જનોઈ પહેરો છો; તમે પણ ગીતા અને ગાયત્રી મોઢેથી વાંચો છો. જ્યારે ગોવિંદ તો મારા અંતરમાં વસેલો છે. ]

[ હું તો ઘેટા છું ને તમે બ્રાહ્મણ એટલે જન્મોજન્મના ઘેટાંના ( માણસ જાતના ) ભરવાડ યાને રખેવાળ કહેવાઓ છો. તો તમારી ફરજ તેઓને પાપમાંથી બચાવવાની છે. એમ ન કરો તો તમે અમારા સ્વામી ( ગોર ) કેમ થઈ શકો ? ]

[ તમે તો બ્રાહ્મણ છો અને હું તો કાશીનો માત્ર એક ઝૂલૈયો (વણકર) છું. તોપણ તમે મારી વાત સાંભળો કે તમે નિત્ય વેદ વાંચવા છતાં દુન્યવી રાજપાટ શોધતા ફરો છો. જ્યારે મારૂં ધ્યાન હરિમાં જ —ઇશ્વરમાં જ સદા મગ્ન છે. ]

આવા જવાબોથી કબીર મુસ્લીમોનાં તથા બ્રાહ્મણોનાં મુખ બંધ કરી દેતો હતો.

## ગુરૂદીપક

માણસ ગમે તેટલો આત્મજ્ઞાની હોય છે છતાં તેને ગુરૂ વગર કોઈ દીપક ધરનાર બની શકતું નથી, અને જ્યાંસુધી આવો દીપક ધરનાર તેને મળી ન આવે ત્યાં સુધી તેને સાચું પથદર્શન થવું દુર્લભ બને છે. કબીર પોતે આત્મજ્ઞાની તથા આત્મનિષ્ઠ હતા; છતાં પોતાને પણ આવા ગુરૂની—જ્ઞાનદીપક ધરનારની અનિવાર્ય અગત્ય છે એમ તેઓ માનતા હતા. હિંદુ અને મુસલમાન—બન્ને કોમોના લોકો તેમને નિગુરા એટલે ગુરૂવગરના કહીને પજવતા હતા એથી તેમણે ગુરૂ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. સુરપતિ ઈન્દ્રરાજાએ બ્રહ્માજીને ગુરૂ કર્યા હતા, જનકરાજાએ અષ્ટાવક્રને તથા રામચંદ્રજીએ વસિષ્ટને ગુરૂ

કર્યા હતા. શ્રીકૃષ્ણ પરમાત્માને પણ ગુરૂ કરવાની ફરજ પડી હતી. ગુરૂવિના જ્ઞાન નથી. જ્ઞાનવિના મોક્ષ નથી તથા મોક્ષવિના જન્મમરણ જીતી શકાય તેમ નથી. એમ તેઓ સાચા હૃદયથી માનતા હોવાથી તેઓ ગુરૂ કરવાના નિર્ણય ઉપર આવ્યા હતા.

એક વખત મુશળધાર વરસાદ વરસી રહ્યો હતો. આવા મુશળધાર વરસાદમાં ચિંતામગ્ન પરંતુ અડગનિશ્ચયી કબીર આંગણાંમાં ઉઘાડા ડીલે બેઠેલા હતા. ત્યાં તો આકાશવાણી થઈ:—

**દોહરો—બેટા ચિંતા કર નહિં, કર ગુરૂ રામાનંદ,**
**ચેલો તો કરશે તને, ટળશે સહુ જગફંદ.**

શબ્દો શ્રવણે પડતાં જ કબીર ઊઠીને ઘરમાં ગયા. સ્વામી રામાનંદ મલેચ્છને ઉપદેશ આપતા નથી તો મને શી રીતે સ્વીકારશે એવી શંકા તેમના મનમાં ઉપસ્થિત થઈ પરંતુ ઈશ્વરની દૈવી વાણી અફળ થનાર નથી એમ મનમાં આવવાથી તેમને શ્રદ્ધા ઊપજી. રાત્રી વીતતાં કબીર ગંગાજીમાં સ્નાન કરવા ગયા. પતિતને પાવન કરનારી, શ્રી શંકર ભગવાનની જટામાં વસતી ઉજ્જવળ કાંતિવાળી ગંગામાતાનો મંદ પ્રવાહ વહ્યે જતો હતો. કબીર ગંગામાતાના પવિત્ર જળથી પોતાના આત્મા—શરીરને શુદ્ધ કરી પગથિયાં પર બેઠા બેઠા રામજીનું રટન કરી રહ્યા હતા. દરમિયાન સ્વામી રામાનંદ ગંગામાં જળ ભરવા જતાં અંધારૂં હોવાથી, અજાણપણે સ્વામીના જમણા પગની પાવડીની ઠોકર કબીરના જમણે કાને વાગી. "અરે રામરે! પાવડી એવી સખત વાગી કે મારા જમણા કાનમાંનો પડદો ફૂટી ગયો." એમ કહી કાને હાથ દઈ કબીર ઊભા થઈ ગયા. અને પોતાને બહુ લાગ્યું હોય તેવો ડોળ કરવા લાગ્યા. સ્વામીને દયા આવી, તેઓ કબીરના જમણા કાન આગળ મુખ રાખી, હાથ ફેરવી ફૂંક મારતા કહેવા લાગ્યા:—" બેટા, રામ રામ

કરો, સબ મીટ જાયગા." પાછલી રાતનું અંધારૂં હોવાથી સ્વામી કબીરને ઓળખી શકયા ન હતા. સ્વામીએ કબીરના જમણા કાને આ રીતે છ ફૂંક મારી અને સાતમી ફૂંકે તેને કહ્યું કેઃ—" કયોં બેટા ? અબ કાનમેં, કોઈભી જગે દરદ હોતા હય ?"

કબીર—ગુરૂ કૃપાળુ ! કાનકા દરદ તો કબસે મિટ ગયા હૈ; પરંતુ મેરા અબ ભવોભવકા દુઃખ દૂર હુવા હૈ રામજી.

રામાનંદ—કૌન મ્લેચ્છ કબીરા ! યહાંપર ઈતના જલદી કયોં સોયા હુવા થા ?

કબીર—ગુરૂદેવ, મેરે રામજીકી ઐસીહી ઈચ્છા હુઈ કે આપકા શરન લેના જો આજ આપકી કૃપાસે પ્રાપ્ત હુવા, દુઃખ સબ દૂર હુવા, એ કબીરા અબ આપકા તનમન ઓર ધનસે ગુલામ હુવા, અબ આપકા દીયા હુવા રામમંત્ર રાતદિન આપકી સેવામેં ઈસ શરીર કો રખકે મનમેં જપુંગા, ન તિન કાલમેં કોઈસે ડરૂંગા મેરે જીવન જાન હૃદયકમલ બિરાજીત શ્રી ઋષિકેશ મેરે રામકો કભી ન બિસરૂંગા અબ આપ ચ્હાય સો કરો; ચ્હાય ગુરૂ તારો યા મારો. ચ્હાય જો મુજકો કર ડારો રામજી. ( સ્વગત ) રામજી શ્રી રામ રામ રામ.

રામાનંદ—બેટા કબીરા ! હમને તો તુજકો આજસે બેટા બનાયા. પરંતુ સારી કાશીપુરીમેં જો અજ્ઞાન લોક હય, વો જહાંતક ન સમજે, વહાંતક હમારે તુમારે નિંદાપાત્ર ઉનકો બનવાયા. કયૌં કે સ્વતઃ કાશી-રાજા ઔર ઈસકી સબ રૈયત, જાનતી હય કે કબીરા મ્લેચ્છ હૈ, ઔર ઉસકો બ્રાહ્મણ વર્ગ કભી ઉપદેશ ન દે સકતે હૈ બલ્કે મ્લેચ્છકા સ્પર્શભી કિંચિત્ ન કર સકતે હૈ ! મ્લેચ્છ કબીરે કો સ્વામીજીસેં રામનામ કયૌં દિયા જાય, ઐસા કહા કરેંગે ઓર સબકો માલમ હૈ કે તેરા તનુ મ્લેચ્છ હૈ પરંતુ રામજીકી કૃપાસે તેરા લિલાવિગ્રહ તનુ

હમ જાનતે હૈ; જીસ્સે ઉન અજ્ઞાનીઓ સેં કેવલ નિડર રહેતે હૈ ઉનકો સમજાયંગે; હર દષ્ટાંત દે મનાયંગે, હમને જો તુજકો આજસે બાલકા બનાયા હૈ, હો ચારહી જુગમૈ રામજીને ફરમાયા હુવા ઝાહીર ફરમાન હૈ જીસ વાસ્તે હમ સબકો રામજીકી ઇચ્છાસે ઉત્તર દે દેંગે. પરંતુ બેટા કબીરદાસ. તુમ્હારી રામનામકી સચ્ચી કમાઇકી કસોટી અબ કાશીરાજા કરને કે લીયે કુછ તંત્ર રચેગા. જો વ્યક્તિ તુમ્હારી પરીક્ષા લેને કે વાસ્તે અગર ચાહ કર લે તો આપ બેધડક હોકે બરાબર પરીક્ષા દેના, કસોટીમેં સે કભી ડરકે ભાગતા નહિં. સચ્ચે પ્યારે રામ કે અંદર પુરન શ્રદ્ધા રખકે ઇષ્ટ મંત્ર કે જાપ નિશદિન કરતેહી રહેના, તો તિનકાલમેં બેટા તેરા કોઇ નામ ન લે સકેગા. તેરા એક બાલભી કિસીસે બાંકા ન હો સકેગા, જા બેટા હમારી આશિષ હૈ. હમે બેપરવા મસ્ત રામકો કયા નિશ્ચયકી દરકાર હૈ. હમારે રામજી વિશ્વનાથ હમારે પર સદા કૃપાળુ રહેતે હૈ. હમારી કમાઇકો જાનતે હે.

આ પ્રમાણે કબીરને સ્વામી સદુપદેશ આપતા હતા. તેને અંતઃકરણ પૂર્વક જ્ઞાનઅજ્ઞાનનાં લક્ષણો સમજાવ્યે જતા હતા. જ્ઞાનની પ્રવૃતિ યા નિવૃત્તિને અર્થે જ્ઞાની આગ્રહ રાખતો નથી; કારણ કે તેને ખબર છે કે પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ સઘળા મનના જ ધર્મો છે નિષ્કેવળ ચિન્મય સ્વરૂપ સર્વધાથી રહીત છે. જ્ઞાનીના જ્ઞાનની પરાવધિએ **सर्व-धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।** એ સૂત્રથી શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને શ્રીમદ્ ભગવદ્‌ગીતામાંના વાક્યાનુસાર સર્વ ધર્મોનો ત્યાગ અને માત્ર એક શ્રી ઇષ્ટનું શરણુ જ તે જ્ઞાનીને રહે છે વગેરે ઉપદેશ કબીરને દેતાં દેતાં પ્રાતઃકાળનો પ્રથમ પ્રહર વીતી ગયો અને સ્વામી ઊભા થયા.

રામાનંદ—બેટા, હમ સ્નાનાદિક કાર્યો કરનેકે લીયે, ગંગાકો

જાતે હૈ, તુમકો કથાશ્રવણ કરનેકી ઇચ્છા હોવે તો બયઠો. અભી કથાકા પ્રારંભ કરેંગે.

કબીર–ભવોભવ સ્વામી, મેરેકો મેરે રામજીને બડી નિવૃત્તિ દી હય, બડી કૃપા કી હય, યે ગુલામતો રાતદિન અબ આપ સદ્ગુરૂ સમીપ નિવાસ કરેગા. પ્રસાદ લેનેકી રામજી જબ ઇચ્છા હોગી, તબ ઈશ્વર ઉધર થોડી દેર જાકે પાયગા; પશ્ચાત્ સત્વર આ જાયગા.

રામાનંદ—બેટા જૈસી તેરી ઇચ્છા ! મંદિરમેં કિંવા આશ્રમમેં કુત્તા ન ચલા જાય દેખતે રહના હમ શૌચ સ્નાન કરકે અભી આવત હૈ.

આમ કહી સ્વામી વિદાય થયા અને તેમના શિષ્ય કબીર તેમની આજ્ઞા મુજબ આશ્રમના પગથિયા ઉપર દ્વારપાળ તરીકે બેઠા. નિત્ય કરતાં આજે ઘણું મોડું થઈ ગયું હતું. પુરવાસીઓ કથાશ્રવણ કરવા માટે આશ્રમમાં એકઠા થયા હતા અને તેઓ આજે અતિશય મોડું થયેલું જોઈ અંદર અંદર કારણ માટે પૂછપરછ કરતા હતા. તથા અકળાયા પણ હતા. સ્વામીજી સ્નાનાદિથી પરવારીને પડદા પાછળ ઠાકોરની સેવા કરી તેમને હાર ચઢાવવામાં ગૂંચાયા હતા. હાર સાંકડો હતો તેથી મુગટ પડી જવાની તેમને દહેશત લાગતી હતી. આડો પડદો છતાં કબીર આ મૂંઝવણ કળી ગયા અને પગથિયાં ઉપરથી જ બૂમ પાડીને સ્વામીજીને કહ્યું કેઃ—

" સ્વામીજી ! હાર છોટા હૈ, જીસ્સે આપ સંકોચ કરતે હો, ઔર કભી પુષ્પમાલા રામજીકે ગલેમેં આરોપનેસેં તો રામજીકા મુકુટ ગીરજાનેકા આપકો ભય લગતા હૈ; જીસ્સે ઠાડે રહે હો, તો યે આપકા બાલકા કબીરકી અરજ હૈ, કે પુષ્પમાલા ચ્હાય જીતની છોટી હો, પરંતુ ઉસકો બીચમેંસે તોડકે, કભી રામજીકે ગલે, આરોપોગે તો નિઃસંશય પ્હેના સકોગે." સ્વામી સ્વભાવિક જ અચંબો પામ્યા અને કબીરની યુક્તિ મુજબ કામ ફળીભૂત થયું.

બધું કામ પતાવ્યા પછી પડદા બહાર આવીને સ્વામી બધા નગરજનો વચ્ચે કબીરને કહેવા લાગ્યા કેઃ—

"બેટા કબીરા ! નહીં નહીં, તું સર્વજ્ઞ સિદ્ધ પુરૂષ હૈ, ઐસા આજ હમકો નિશ્ચય હુવા, લોક ચ્હાય વો કહે, પરંતુ હમને તુજકો હમારા પરમ પ્રિય બાલકા બનાયા." તુરતજ નગરજનો ચોંકી ઊઠી બોલવા લાગ્યા. "અરે સ્વામી ! કબીર તો મલેચ્છ છે. અને તેને આપ ઉપદેશ આપી શિષ્ય બનાવ્યો એ કંઈ ઠીક ન કર્યું. એ તો આપે ધર્મવિરૂદ્ધ પગલું ભર્યું. લોકોમાં ખોટું કહેવાશે અને મલેચ્છને ઉપદેશ આપ્યો તેથી અને કબીરે મલેચ્છ થઈ હિંદુ ધર્મ સ્વીકાર્યો તેથી તમારા બન્નેની હાંસી થશે, પછી આપ જ્ઞાની યોગીન્દ્ર પુરૂષ છો એટલે આપને અમારે વિશેષ કહેવું ઘટિત નથી. કારણ કે આપ મોટા છો." સ્વામીના શિષ્ય અને કાશીના રાજા શીલનીધિએ પણ સ્વામીને થોડો ઠપકો આપ્યો. બધાંનું સાંભળી લીધા બાદ સ્વામીએ સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યુંઃ—

"મહાશયો ! કબીર મલેચ્છ નહીં હૈ, પરંતુ એક સાંકેતિક લિલાવિગ્રહ રામજીકી ઈચ્છાસે પ્રગટ હુઆ તનુ હૈ વો પુરુષ હૈ સો, હિંદુ મુસલમાન દોનોકો સમાન હૈ, તુમ અંતઃકરણસહ અજ્ઞાન આવરણસે મનકે ધર્મોકો સ્વયં આત્મામેં નીરોપણ કરતે હો ઔર હમ અંતઃકરણસે રહીત હોકે જ્ઞાનકી પ્રાપ્તિ કરકે મનકે ધર્મોકા ત્યાગ કરકે સર્વત્ર આપને આત્મસ્વરૂપમેહી નિમગ્ન રહેતે હૈ."

કબીર આતિથ્યસત્કારમાં પાવરધા હતા. તેમના હૃદયમાં હિંદુના સંસ્કારો હતા. સાધુ પુરૂષો તેમને ત્યાં આવતા, ત્યારે પોતે લીંપીને સ્વચ્છ કરેલી ભૂમિ ઉપર તેમને બેસાડતા તથા પોતે રસોઈ કરી તેમને જમાડતા બીજી કોઈ પણ જાતની આગતા સ્વાગતા કરવામાં તથા

સાધુઓની જરૂરીઆતો પૂરી પાડવામાં તેઓ ઉણપ ન રાખતા.

સ્વામી રામાનંદના ચેલા થયા બાદ કબીર ગુરૂ પાસે નિયમિત જતા. તેમની પાસેથી જ્ઞાનોપદેશ મેળવતા. ગુરૂ સાથેના બીજા પંડિતો સામેના વાદવિવાદમાં પણ તેઓ ભળતા.

પોતે વણકરના કામમાંથી જે કમાઈ કરતા, તેમાંથી થોડુંક પોતાની મા ( નિમા )ને આપતા. શેષ સાધુસંતોને જમાડવામાં તથા દાનધર્મ કરવામાં ખર્ચતા. વારંવાર કબીર પોતાના ઘરમાંથી અલોપ થઈ જઈ ચમત્કાર પણ બતાવતા.

## પત્ની, પુત્ર, પુત્રી જમાઈ

" લોઈ " નામની એક સ્ત્રીને કબીરની પત્ની તરીકે ઓળખવામાં આવે છે. આ સંબંધમાં એવી હકીકત પ્રકટ થયેલી છે કે કબીરની વય જ્યારે ત્રીસ વર્ષની હતી, ત્યારે એક વાર તે ગંગાનદીને કિનારે ફરતા એક વનખડી વેરાગી ઝુંપડી પાસે આવી પહોંચ્યા. ઝુંપડીમાંથી એક જુવાન કુમારિકાએ બહાર આવીને પૂછ્યું:—' તમે કોણ છો ? તમારી જાત કઈ છે ? ' કબીરે 'કબીર' શબ્દથી જ બન્ને સવાલોનો ઉત્તર વાળ્યો.

કુમારિકા—અત્યાર સુધીમાં અહીં ઘણા સાધુસંતો આવી ગયા છે. કોઈએ તમારી માફક પોતાનું તથા પંથનું નામ એક જ આપ્યું નથી.

કબીર—બાઈ, તું કહે છે તે ખરી વાત છે.

દરમિયાન બીજા પાંચ સાધુઓ આવી પહોંચતાં કુમારિકાએ પાંચેને પાંચ દડિયામાં દૂધ આપી કબીરને છઠ્ઠો દડિયો દૂધથી ભરી આપ્યો. પરંતુ પેલા પાંચ સાધુઓ દૂધ પી ગયા, જ્યારે કબીરે દૂધ ન પીધું. તમે કેમ દૂધ પીતા નથી, એના જવાબમાં કબીરે જણાવ્યું કે

નદીને પેલે કાંઠેથી એક સાધુ આવવાનો છે તેને માટે આ પડિયો રાખી મૂક્યો છે. હું તેને માટે બીજું દૂધ લાવી આપીશ એવો જવાબ વાળતાં કબીરે જણાવ્યું:—

"હમ શબ્દ અહારી હય" એટલે શબ્દ બ્રહ્મ-ઈશ્વરનું નામ લઈને જ હું જીવું છું. દરમિયાન નવો સાધુ આવતાં કબીરે રાખેલું દૂધ તે પી ગયો.

કુમારિકાએ પોતાની હકીકત પૂછવામાં આવતાં તેણે જણાવ્યું કે:—"મારાં માબાપ કોઈ નથી. મને એક સાધુએ ઉછેરી હતી, જે આ ઝુંપડીમાં રહેતા હતા. અત્યારે તે દેવલોક પામ્યા છે. તે એક વનખંડી વેરાગી બાવા હતા. એ દૂધ પીને જ જીવતા હતા. બીજાઓ સમક્ષ તે મારે માટે આમ બોલતા." હું એક દિવસ ગંગામાં નહાવા ગયો, ત્યારે એક ટોપલી મને નદીમાંથી હાથ લાગી: જે ઉઘાડતાં અંદરથી એક સુંદર જીવતું બાળક જણાયું. મને દયા ઉપજવાથી હું એ બાળકને ઘેર લાવ્યો. ને મેં ઢાંનું દૂધ પાઈને તેને ઉછેરી. તે છોકરી જ્યારે મારે હાથ લાગી, ત્યારે એક કામળીમાં વિંટળાઈને તે પડી હતી તેથી મેં એનું નામ લોઈ (ધાબળી) રાખ્યું." આ લોઈ તે હું.

કબીરની ગંભીરતા જોઈ લોઈ બોલી કે "સ્વામીજી! મને એવો બોધ આપો કે જેથી મારા મનની સમાધાની તથા શાંતિ થાય." કબીરે તેની પવિત્રતાથી પ્રસન્ન થઈ તેને હંમેશ સતનામ જપતા રહેવાની તથા સાધુસંતની સેવા કરવાની સૂચના કરી. કબીર સાથે લોઈએ જવાની ઈચ્છા દર્શાવતાં કબીરે સંમતિ આપી અને લોઈ ઝુંપડી પેલા સાધુઓને સોંપી કબીર સાથે જઈ તેમની સાથે જ એક ઘરમાં રહી.

એક જુવાન સ્ત્રીને કબીર સાથે આવેલી જોઈને નીમાએ

ધાર્યું કે એને તે પરણી લાવ્યો હશે પરંતુ ઘણા દિવસોને અંતે તેને લાગ્યું કે તેઓ પતિપત્ની તરીકે વર્તતાં નથી, ત્યારે નીમા કબીરને ઠપકો આપી કહેવા લાગી, તો તું શા માટે આ છોડીને અહીં લાવ્યો?

કબીરને ત્યાં એક દેવી હતી. તેઓ તેની પૂજા નિયમિત કરતા. એને પ્રસાદ ધરાવીને પછી જ પોતે જમતા. પરંતુ એક વખત તેમને બહારગામ જવાનું થતાં પોતાના કહેવાતા પુત્ર કમાલને દેવીની પૂજા કરવાનું તથા તેને પ્રસાદ અર્પ્યા પછી જ પોતે પ્રસાદ લેવાનું કહી તેઓ બહારગામ ગયા. બહારગામથી પાછા ફર્યા બાદ તેમણે કમાલની હીલચાલની ખબર રાખતાં. તેમ કરતાં તેમને માલુમ પડ્યું કે દેવી તો કમાલના હાથમાંથી પ્રસાદ લઈને ખરેખર ખાઈ જ જાય છે (પણ કબીરના હાથમાંથી દેવીએ કદી ખરેખર પ્રસાદ ખાધો ન હતો.) તેથી તેઓ નવાઈ પામ્યા. આમ કમાલના દેવી તરફના ભક્તિભાવથી પ્રસન્ન થતાં જ તેમણે નીચે મુજબનો દોહરો ઉચ્ચાર્યો:—

**પથ્થરમેંસે હીરો ભયો, હીરામેંસે લાલ;**
**આધા ભગત કબીર ભયો, પુરો ભગત કમાલ.**

કબીરે કમાલને પૂછ્યું કે તારા હાથની પ્રસાદી દેવી લે છે, એ શું કહેવાય? કમાલે જણાવ્યું કે પહેલાં તો દેવી મારા હાથનો પ્રસાદ લેતાં ન હતાં; મેં બે ત્રણ કલાક સુધી કરગરીને એમને ખૂબ સમજાવ્યાં પણ એ માને શાનાં? મને ખૂબ ભૂખ લાગી હતી, મારો મિજાજ ગયો. તુરતજ હાથમાં જોડા લઈને તેમને મારવા માટે ઉગામ્યા, અને ધમકાવ્યાં કે શા માટે મારા હાથથી પ્રસાદ લેતાં નથી? આમ થયું એટલે દેવી પોતાના બન્ને હાથથી પ્રસાદ લઈને આરોગી ગયાં. ત્યાર પછી દરરોજ દેવી મારા હાથનો પ્રસાદ લઈ ખાઈ જાય છે.

કબીરની દીકરી કમાલી વીસ વર્ષની હતી ત્યારે એક વખત કૂવે જળ ભરતી હતી. હરદેવ નામના પંડિતે તેને થોડું પાણી પાવાની વિનંતી કરતાં કમાલીએ પાણી પાઈ તેની તરસ મટાડી પણ ત્યાર પછી પંડિતે કમાલીને તું કોની પુત્રી છે એમ પૂછતાં કમાલીએ 'વણુ-કરની' એવો જવાબ વાળતાં પંડિત છેડાઈ પડયાઃ—" હેં! તેં મને નીતિથી હીણુ કર્યો! મારી જાત વટલાવી!" કમાલીએ જવાબ આપ્યો. "હું કાંઈ જાણુતી નથી, ગમે તો મારા સ્વામી આગળ ચાલો." બન્ને જણુ કબીર આગળ આવ્યાં; ત્યાં તો કબીર અંતર્જ્ઞાનથી બધું પામી ગયા. તેઓએ દોહરામાં બોલવાનું શરૂ કર્યું:—

પંડિત બુઝ પિયો તુમ પાની,
તુમેહ છુટ કહાં લપટાની.—ટેક.

મચ્છ કચ્છ યા જલમેં બ્યાને, રક્ત જેર જલ ભરીયા;
ખાર પલાસ સબી બહિં આયે, પશુ પાણીમેં સરીયા. ૧
છપ્પનકોટી યાદવ સંહારે, પરે કાલકી ઘાટી;
પીર પૈઠ પયગમ્બર ગાડે, તનકી બની જો માટી. ૨
તા માટીકા ભાંડા ઘડયા, તામે ભરિયા પાની;
સો પાંડે તુમ પાની પાયા, તુમે સુત્ર કહાંસે આની? ૩
હાડ ઝરેંઝર માંસ ગરે, ગર દુધ તહાં તે આયો;
સો પાંડે તુમ પીવન બેઠે, કાંહે દોષ લગાયો? ૪
ભુનો જુલાહે તનો જુલાહે, ધાન જોલાહે લાઈ;
પાંચો કપડે ઉતાર ધરે, તુમ ધોબીમેં સિંધ પાઈ. ૫
જો માખી વિષ્ટાકો ભખતી, ભખતી દસ્તી ઘોરા;
સો માખ ઊડ પાતાલ બેઠી, તાકો કરો ન બેરાં? ૬

**કહે કબીર સુનો હો પાંડે, છાંડો મનકે ભરમા;**
**બેદ કિતાબ દોઉ ગહિ ડારો, રહો રામકી શરના. ૭**

( પાણી પીતાં પહેલાં પંડિતજી ! એ તો કહો કે તમે કઈ કઈ જગ્યાએ છૂટ નથી લીધી ?

પાણીમાં તો માછલાં, દેડકાં, લોહી, ખાર, સડેલી વનસ્પતી અને મુએલાં પશુઓ વગેરે બધાં ઘણાં પડેલાં હોય છે.)

( કાળે કંઈ કરોડો મનુષ્યોનો સંહાર કર્યો છે. પ્રત્યેક પગલે તમે કોઈક મરેલા માટી ઉપર જ ચાલો છો. એ જ માટીમાંથી બનાવેલાં વાસણોમાં પાણી પીઓ છો, તેની તમને સૂગ ચઢતી નથી ? )

( હાડકાં અને માંસ ગળે છે ને નીચોવાઇને તેમાંથી દૂધ, ગાય, ભેંસના શરીરમાંથી તૈયાર થાય છે અને તે દૂધ તમે પંડિત થઇને જરા પણ અરેરાટ કર્યા વગર કેમ પીઓ છો ? )

( ભોજન કરતી વખતે તમે તમારાં કપડાં દૂર ઉતારો છો; તેથી તમને અભડાઈ જવાનો ભય છે પરંતુ જે ધોતિયું તમે પહેરો છો તે ધોતિયું તો ઝુલિયા—વણકરના જ હાથનું વણેલું છે તેનું કેમ ! )

(જે માંખી ગંધાતી ચીજોપર બેસી તેમનો ભક્ષ કરીને અહીં તહીં બેસે છે અને દરેક જગ્યાને ભ્રષ્ટ કરે છે તે જ માંખી તમારાં જમવાના વાસણ ઉપર પણ બેસી તમારા જમવાની ચીજોને બગાડે છે, તેને તમે કેમ નથી અટકાવતાં ? )

(કબીર કહે છે કે ઓ પંડિતજી! મનના આવા મિથ્યા વહેમો મૂકી દો. અને રામના શરણે જાઓ. અમુક ચીજથી હું અભડાઈ જઈશ એવો ખ્યાલ મનમાં લાવ્યા વગર ઈશ્વરના હૃદયમાં જઈને વાસ કરો.)

આ વચનો સાંભળતાં જ પંડિતજી તો ઠંડાગાર થઈ ગયા અને પોતાને વધુ ઉપદેશ મળે તે માટે કબીરને પ્રાર્થના કરવા લાગ્યા. કબીરે તેમને વધુ જ્ઞાનોપદેશ આપ્યો તથા કમાલી સાથે તેમનું લગ્ન પણ કરી આપ્યું. આ લગ્નથી જે સંતાન થયાં તે કબીર વંશનાં ગણવામાં આવે છે.

## વ્યાપક ધર્મ

કબીરના ધર્મ વિષેના વિચારો ઘણા વ્યાપક છે. તે જાતે મુસ્લીમ હોવા છતાં રામના ભક્ત હતા એટલુંજ નહિ પરંતુ હિંદુ-મુસ્લીમમાં કશો પણ ભેદભાવ દર્શાવતા ન હતા.

**કબીર નામ સબસે બડા, સબસે બડા વિચાર;**
**યથા નામ ગુન હૈ તથા, જાને જાનનહાર.**

કબીરનો અરબ્બી ભાષામાં અર્થ સહુથી મોટો થાય છે. કબીર એ ઈશ્વરનું નામ છે. ધર્મ એ ઘણા વ્યાપક અર્થમાં લેવા જેવો વિષય છે. કબીરના વિચાર ઘણા ઉદાત્ત હોવાથી તેમનું નામ ઘણા ઉંચા પ્રકારનું ગણાય છે. જેવું એમનું નામ છે તેવા જ એમના ગુણ છે. કબીર ઘણા ઉચ્ચ વિચારો ધરાવતા ન હોત તો રામાનંદ જેવા ગુરુએ તેમને પોતાના શિષ્ય તરીકે સ્વીકાર્યા નહોત.

## કસોટીએ ચઢેલું કુન્દન

કબીર એક મહાપુરુષ હતા અને હંમેશાં બને છે તેમ મહાપુરૂષને દુશ્મનો પણ મોહન જ હોય છે. કબીરના સ્વતંત્ર વિચારોએ ઘણા સંકુચિત મનના માણસોને તેમના દુશ્મનો બનાવી દીધા હતા. આ દુશ્મનોએ કબીર ઉપર પોતાને ઈશ્વર કહેવડાવવાનો આરોપ મૂક્યો.

અને આવો અપરાધ કરનારને દેહાંત દંડની શિક્ષા કરવા માટે તે વખતના પાદશાહ સિકંદર લોદીને અરજ કરી. પાદશાહે કબીરને પકડી લાવવા માણસો મોકલ્યાં. કબીર પાદશાહ સન્મુખ શાંત ચિત્તથી ઊભા રહ્યા. કાજીએ બૂમ પાડી કહ્યું: "બાદશાહને સલામી કેમ આપતો નથી? કાફર કયના ?"

કબીરે જવાબ આપ્યો :

**" કબીર તેઇ પીર હૈ, જે જાને પરપીડ;**
**જે પરપીડન જાનહિ, વોહ કાફર બેપીર."**

( બીજાઓનાં દુ:ખો સમજી શકે તેજ 'પીર' કહેવાય. જેઓ બીજાઓના દુ:ખો સમજી શકતા નથી તેઓ કાફર ગણાવા જોઈએ.)

બાદશાહે પૂછ્યું:-"એને સવારના બોલાવવામાં આવ્યો હતો છતાં તેણે આટલી વાર કેમ લગાડી? અને હમણાં સાંજ સુધી એ આવ્યો કેમ નહિં ?" કબીરે જવાબ દીધો:-" હું એક તમાસો જોવામાં મશગુલ હતો."

બાદશાહ—એવો તે શો તમાસો હતો કે જે જોવામાં બાદશાહના હુકમને પાળતાં તું અટક્યો!

કબીર—એક એવો સાંકડો માર્ગ મેં જોયો કે જે જાણે સોયનું નાકું હોય. તેમાં હજારો ઉંટની કટારો જતી મેં જોઈ.

બાદશાહ ( આશ્ચર્ય અને ક્રોધથી )—કેટલું જૂઠું બોલે છે?

કબીર—

**" કબીર જુઠ નહિ બોલીયે, જબ લગ પાર બસાય;**
**ના જાનો કયાં હોયગો, તિલકે ચોજે બાય.**

**કબીર બૂંદ સમાની સમુદ્રમેં, જાનત હય સબ કોય;**
**સમુદ્ર સમાના બુંદ મેં, બૂઝે બીરલા કોય.**
**ઉપરકી દોઉ ગઈ, હીયકી ગઇ હીરાય;**
**કહે કબીર ચારો ગઇ તાસોં કહા બસાય."**

બાદશાહ—પણ ખાતરી કેમ થાય?

કબીર—શાહ! પૃથ્વી અને આકાશનું અંતર તો તું જો. ચંદ્ર, સૂરજ જેટલા આ અંતરમાં અસંખ્ય ઉંટ અને હાથી વગેરે અનેક જંતુઓ આવજાવ કરે છે. આ બધા તમારી આંખની કીકીથી દેખાય છે. પરંતુ આ આંખની કીકી તો સોયની અણીથી પણ બારીક છે."

બાદશાહ આ સાંભળી પ્રસન્ન થયા. કબીરના દુશ્મનો આથી નારાજ થયા અને બાદશાહ સામે ખોટો બૂમાટો કરવા લાગ્યા.

પરંતુ જગતમાં મહાપુરુષોની તાવણી ખૂબ થાય છે અને જેમ સુખડ ઘસાવાથી વધારે સુગંધ આપે છે તથા સોનું વધારે તપાવાથી વધારે ચળકાટ મારે છે તેમ મહાપુરુષો વધારે આફતોમાંથી પસાર થતાં વધારે દીપી નીકળે છે. કબીરના માથે તો હજુ ઘણી મુશ્કેલીઓ પડવાની હતી. તેમના દુશ્મનો તેમને કનડવામાં પાછું વાળીને જોતા ન હતા, કબીર પોતાના મહત્ત્વથી અનેક ચમત્કારો કરતા અને જીવલેણ ઝંઝાવાતમાંથી પણ તેઓ સહીસલામત બહાર નીકળી શકતા. કેટલાક લોકો તો કબીરને મહાત્મા–ઈશ્વરના અવતાર તરીકે માનતા અને કેટલાક તો વળી એ ખુદ ઈશ્વર જ છે એમ કહેતા. આથી શહેનશાહ સિકંદર લોદીના દરબારના તેજોદ્વેષી કાજીઓ તેમની ઉપર રીસે ભરાયા અને કબીર ઈશ્વર હોવાનો દાવો કરે છે અને એવો જે દાવો

કરે તેને ફાંસીની શિક્ષા મળવી જોઇએ એમ એમણે રાજાના કાને ભેરવ્યું. પરિણામે રાજાએ કબીરને મારી નાખવાનો હુકમ કર્યો.

પ્રથમ તો કબીરને સાંકળે બાંધીને પથરાઓથી ભરપૂર એક મછવામાં બેસાડીને મછવાને એક બાજુપર પાડી ભરદરિયામાં તેને ડુબાડી દીધો. મછવો તો ડુબી ગયો પરંતુ કબીર તો કોઈ ચમત્કારના પરિણામે એક છોકરાના રૂપમાં એક ચિત્તાના ચામડા ઉપર બેસી કિનારે તરતા નીકળી આવ્યા. આથી બીજી વખત કબીરને પકડી મંગાવી તેમના દુશ્મનોએ તેમને એક ઝુંપડામાં પૂરી તેની આસપાસ લાકડાં સીંચી તેને આગ લગાડી. બધું બળી ગયા પછી કબીર પાછા જેવા ને તેવા અણીશુદ્ધ બહાર નીકળી ગયા. તેમના દુશ્મનોના કાવત્રાથી તેમને ત્રીજીવાર પણ પકડવામાં આવ્યા. તેમને એક મસ્ત થએલા હાથી સામે રજુ કરવામાં આવ્યા પરંતુ કબીરના ચમત્કારના પરિણામે એમ કહેવામાં આવે છે કે—કબીરે હાથીની સામે એક સિંહનો દેખાવ કર્યો, જેના પરિણામે કબીરને કોઈપણ જાતની હરકત પહોંચાડયા વગર હાથી ઊભી પૂંછડીએ નાસી ગયો.

આમ વારંવાર કસોટીમાંથી ચમત્કારપૂર્વક પાર ઊતરવાથી, બાદશાહ લોદીને મનમાં કબીર મહાપુરૂષ હોવાની ખાત્રી થઈ પોતે કબીરની માફી માગી અને પોતાના ગુન્હા બદલ પોતાને શિક્ષા કરવાની વિનંતી કરતાં કબીરે જણાવ્યું:—

**જો તોકુ કાંટા બુવે, તોકો તું બો ફૂલ;**
**તોકુ ફૂલપે ફૂલ હય, વાંકો કાંટા સુલ.**

[સુંઘવાનું સુખ આપ, પરિણામે મારી પાસે ફૂલ જ રહેશે. જ્યારે તેનો કાંટો તો તેને જ ભોંકાશે—મતલબકે એનું કર્યું એ જ ભોગવશે.]

## ગૃહસ્થાશ્રમમાં પરમાર્થ

એક વખત એક જણે કબીરને પૂછ્યું:–" આ સંસારમાં ગૃહસ્થાશ્રમમાં રહીને પરમાર્થ થતો નથી. એ ખરૂં છે કે ખોટું ?"

કબીરે આ પ્રશ્નનો જવાબ પ્રત્યક્ષ પ્રયોગથી આપ્યો. તેણે બીજે દિવસે પેલા પ્રશ્ન પૂછનારને પોતાને ઘેર આવવા માટે કહ્યું. બીજે દિવસે ભરબપોરે કબીરે પોતાના ઘરના ખુલ્લા આંગણામાં સૂતરના તાંતણા જૂદા કરવા માંડયા સૂરજનો આટલો પ્રકાશ છતાં પોતાની સ્ત્રીપાસે દીવો મંગાવી દીવાના અજવાળે સૂતરના તાતણાં જૂદા કરતા હતા તેથી પેલા માણસની નવાઇનો પાર રહ્યો નહિ. આ કામ પતી ગયા બાદ પેલા માણસે પોતાના સવાલનો જવાબ માગતાં કબીરે જણાવ્યું :—

" જુઓ, ભરબપોરના તડકાના અજવાળાથી દીવાનું તેજ કંઇ વધુ હોતું નથી. તે છતાં તાંતણા જુદા કરવા મેં મારી સ્ત્રીને દીવો કરી અહીં લાવવાનું જણાવતાં, તે મુજબ તે વગર તકરારે ચૂપચાપ દીવો લઈ આવી. એટલે આ સ્ત્રીની માફક દરેકને અનુકૂળતા હોય તો જ સંસારમાં રહી પરમાર્થ થઈ શકે છે. તે શિવાય ગૃહસ્થાશ્રમમાં તેમ બનવું મુશ્કેલ છે."

એક વખત કેટલાક બ્રાહ્મણો ગંગાનદીના પાણીનું માહાત્મ્ય ગાતા હતા, ત્યારે કબીરે નદીનાં પાણીથી પોતનો પ્યાલો ભરી બ્રાહ્મણોને તે પાણી પીવા માટે આપતાં તેઓ તો એક હલકી જાતિના માણસના વાસણમાં પાણી પીવા માટે કંપી ઊઠયા. ત્યારે કબીરે જણાવ્યું.

"જો ગંગાના જળથી મારો પ્યાલો પવિત્ર ન થઈ શકે તોપછી મારાં પાપ એ પાણીથી ધોવાશે એમ હું કેમ માનું ?"

કબીર ઝુલૈયા અને 'મુવાહિદ' હતા એ વાત તો અબુલફઝલ પણ કબૂલે છે. મુસ્લીમો 'મુવાહિદ' શબ્દ મૂર્તિપૂજક સાથે કદી જોડતા નથી. આથી કબીર ઈશ્વરને માનનાર હતા એમ સાબીત થાય છે.

કબીરને એક વખત કાજીએ મુસ્લીમ ન થવાનું કારણ પૂછતાં કબીરે જવાબમાં જણાવ્યું :—

**કબીર સબ ઘટ મેરા સાંઈયાં, ખાલી ઘટ નહિં કોય;**
**બલિહારી ઉસ ઘટકે, જા ઘટ પ્રગટ હોય.**

[ સર્વ ઠેકાણે મારો પરમેશ્વર છે, એના વગર કોઈ પણ જગ્યા ખાલી નથી. જે સ્થળમાં તે પ્રકટ છે તે સ્થળની પણ બલિહારી છે.]

એક દિવસ એક સંતે કબીરને પૂછ્યું:—તમે આટલા પવિત્ર અહિંસક થઈને કસાઈવાડામાં શા માટે રહો છો ?

કબીરે જવાબ વાળ્યો :—

**કબીરકા ઘર બાજારમેં, ગલકટયોંકે પાસ;**
**કરેંગે સો પાએંગે, તુમ ક્યોં ભયે ઉદાસ ?**

[ કબીરનું ઘર કસાઈવાડામાં છે એ વાત સાચી છે પણ હું કાંઈ કસાઈનું કામ કરતો નથી; માટે તમે શા માટે હે સાધુ ભાઈઓ બળાપો કરો છો ? જેવું કરશે તેવું ભરશે.

જ્ઞાતિભેદમાં કબીર માનતા ન હતા. સર્વત્ર ભ્રાતૃભાવનો પ્રચાર તેમણે હરહંમેશ કર્યા કર્યો છે. હિંદુ ધર્મ પ્રમાણેના ચાર આશ્રમોનો પણ તેમણે સ્વીકાર કર્યો નથી. ભક્તિવિનાના ધર્મને તેઓ માનતા જ ન હતા.

હિંદુ મુસ્લીમોને તેમણે એક સરખો જ ઉપદેશ આપેલો છે. કારણ તેઓ હિંદુ મુસલમાનનો ભેદભાવ સ્વીકારતા જ ન હતા આથી હિંદુ અને મુસલમાન બન્ને પંથના લોકો તેને ચાહતા હતા. તેઓ નીડરતાથી કહેતાઃ—

**હમ કુછુ પક્ષપાત નહિ રાખી**
**સબ જીવનકે હિતકી ભાખી.**

[ હું કોઇનો પણ પક્ષપાત કરતો નથી; પરંતુ સૌને સૌના હિતની વાત જણાવું છું. ]

કબીરને ઘણા શિષ્યો હતા. તેમાં ધર્મદાસનું નામ તેમના મુખ્ય શિષ્ય તરીકે આગળ તરી આવે છે.

**( સાખી )**

**હમવાસી–વા–દેશકે, જહોં જાત બરણકુલ નહિં**
**શબ્દ મિલાવા હો રહા, દેહ મિલાવા નાહિં;**

આ એક જ સાખીમાં કબીરની સાચી ઓળખ આવી જાય છે. તેઓ કહે છે કે અમે એ દેશના વતની નથી કે જ્યાં જાત, કૂળ, વર્ણના ભિન્ન વિભાગો પડી ગયેલા છે પરંતુ અમે તો એ દેશના વાસી છીએ કે જ્યાં સત્યપ્રકાશ ઝળહળી રહ્યો છે, જ્યાં સ્થૂલ દેહના મેળ નથી પરંતુ ચૈતન્યસ્વરૂપનો પ્રકાશ પ્રવર્તી રહેલ છે.

**કબીર કા બૂઝા બૂઝે, ત્રિલોકીકી સૂઝે;**
**કબીરકા ગાયા ગાવે, તીન લોકસે જાવે;**
**કબીર કા તત્ત્વ પાવે, આવાગમન ન પાવે.**

કબીર કહે છે કે જે કોઈ માણુસ કબીરની સમજેલી વાતને સમજે તેની સમજમાં ત્રણે લોકની વાત આવી જાય છે, જે કેવળ કબીરના ગાયેલા શબ્દોને વગરસમજે ગાયા કરે છે તેનું ત્રણે લોકમાં કાંઈ ઠેકાણું પડતું નથી. પરંતુ જે વિવેકી અને વિચારશીલ માણસો કબીરનાં કથનોમાંથી સારતત્ત્વને સમજી લે છે તે તો આ સંસારના જન્મ મરણના ફેરાને પણ નષ્ટ કરી દે છે.

વિદ્વાનો, બુદ્ધિમાનો, તત્ત્વવેત્તાઓ, સાહિત્યકારોને ચકિત કરી નાખે તેવી એમની નિર્મળ વાણી હતી અને એ દ્વારા તેમણે એકેશ્વરવાદના સાર્વભૌતિક ધર્મની સ્થાપના કરી હતી.

કાશીનરેશ વીરસિંહ વાઘેલો કબીરના દર્શન માટે ઉત્સુક હતો. જ્યારે બન્નેનો મેળાપ થયો, તે વખતનો સંવાદ ઘણો હૃદયસ્પર્શી છે તથા તે કબીરની મહત્તાને વધારે તેવો છે. સંવાદને અંતે રાજા ગળગળો થઈ ગયો હતો તથા કબીર પાસેથી સદુપદેશની યાચના કરી હતી.

## જીવનસંધ્યા

કબીરના મૃત્યુની કથા પણ ચમત્કારી છે.

જગતમાં જન્મ અને મૃત્યુ માણુસ માત્રને માટે નિર્માણ થયેલા છે કોઈ પણ પામર કે મહાત્મા આ દ્વંદ્વમાંથી છટકીશકે તેમ નથી.

કબીર હવે વૃદ્ધ થવા આવ્યા હતા. શરીર નબળું પડી ગયું હતું. હાથમાં રામનામનાં કીર્તનો ગાવા માટે ઢોલક પકડવાની શક્તિ પણ રહી ન હતી. કબીરે હવે કાશી છોડી આખર અવસ્થામાં મગહર ગામમાં જઈ રહેવાની ઇચ્છા પ્રકટ કરી. આ સાંભળીને તેમના પ્રિય ભક્તો આમજનતા–ઘણી દુઃખી થઈ. લોકોએ કહ્યું:–" આખું

આયુષ્ય તમે કાશીમાં કાઢયું છે અને હવે અંતકાળે મગહર ગામમા જઈ રહેવા માગો છો એ શાસ્ત્રવિરૂદ્ધ છે" કબીરે આ લોકોને ઠપકો આપીને જણાવ્યું કે "રામની સત્તા શું એટલી જ હદવાળી છે કે જેથી તેમના દાસને શીવધામ કાશી સિવાય બીજે ક્યાંય મરતાં મુક્તિ આપી ન શકે ?"

મગહર ગામ જવાને બે દિવસ બાકી રહ્યા, ત્યારે કબીરનાં પુત્રપુત્રી તથા સર્વે કબીરને કહેવા લાગ્યાં:–"હે સ્વામીજી ! આપે તો પરગામની તૈયારી કરી પણ અમારૂં શું થશે ? અમે તમારા આશ્રયે જીવન ગુજારીએ છીએ." કબીરે જવાબ વાળ્યો:–"હે કમાલ ! તારાં જે સંતાન થશે તે કબીર નામથી ઓળખાશે. હે કમાલી ! તારાં સંતાન પણ કબીર નામથી ઓળખાશે, કમાલી:–" સ્વામીજી ? આ બન્નેનાં બાળકો જુદાં કેવી રીતે તરી આવશે ?" કબીર–"કમાલના સંતાન કબીરપંથીના નામથી અને તારો વંશ કબીરવંશીના નામથી ઓળખાશે."

સંવત ૧૫૭૫ના માહ શુદ એકાદશીને બુધવારે કબીરજી કાશી તજી મગહર ગામ જે કાશીથી છ માઇલ ગોરખપુર જીલ્લામા આવેલું છે તે તરફ ગયા, ત્યારે જાણે ખોળિયાને મૂકીને પ્રાણ ચાલ્યો જતો હોય તેવું ગમગીન કાશીની પ્રજાનું વાતાવરણ થઈ ગયું. કાશીની જનતા ઘણી જ દીલગીર થઇ–આંખમાંથી આંસુ સારવા લાગી. કાશીનગરી રસ વગરના કુચાની માફક ફીકી પડતી ગઈ. તમામ જનતા પશ્ચાત્તાપમાં ડૂબી ગઈ:–અરેરે, અમારૂં કમનસીબ ! આવા મહાપુરુષનાં વચનો પ્રત્યે અમે લક્ષ ન આપ્યું. ખરેખર, જગતમાં કોઈપણ વસ્તુની કિંમત તેના અભાવમાં જ થાય છે. મગહર ગામમાંના કોઇ સંતના નાના મઠમાં જઈ કબીરજી વસ્યા. આ મઠ અત્યારે મગહર ગામમાં

અમી નદી કહેવાય છે તેના કિનારે હતો. નદી સૂકી હતી, કબીરજીએ મગહર ગામમાં આવીને જ્યારે મઠમાં મુકામ કર્યો તે વખતે ત્યાં વીરસિંહ વાઘેલો અને નવાબ વિજલીખાન ત્યાં હતા. એ બે જણાઓ કબીરજીના ચુસ્ત ભકતો હતા. એમને જ્યારે જાણ્યું કે કબીરજી પોતાનો દેહ છોડવા અહીં પધારેલા છે ત્યારે વીરસિંહ વાઘેલો હિંદુ હોવાથી એમના શબને હિંદુ રિવાજ પ્રમાણે અગ્નિ-સંસ્કાર કરવાની ઇચ્છા રાખતો હતો અને નવાબ વિજલીખાન મુસલમાન હોવાથી એમના શબને દફનાવવાની ઇચ્છા રાખતો હતો. કબીરજી એ બે જણાઓના મનની વાત જાણી ગયા હતા. તેથી કબીરજીએ બે કમળનાં ફૂલ અને બે ચાદર મંગાવી સૂઇજઇ સૌને કહ્યું:–" દરવાજા બંધ કરી દો."

વીરસિંહ—" સાહેબ, આપની અંતગતિ કેવી થશે ? મારો વિચાર છે કે હું આપના શરીરને અગ્નિદાહ આપું."

બિજલીખાન પઠાણે અરજ કરી:—" હું કાંઇ આવી તકલીફ તમને લેવા દઇશ નહિ."

કબીરજીએ ફરમાવ્યું:—" કદી આ બાબતમાં તકરાર કરી હાથોહાથ આવી જતા ના. મારાં વચન જે માનશે તે સુખી થશે."

સૌએ દંડવત્ પ્રણામ કર્યા અને ખરા હૃદયથી આર્દ્રસ્વરે પ્રાર્થના કરી. સૌની આંખો અશ્રુયુક્ત બની. કબીરજીએ ચાદરો મોઢા ઉપર ઓઢી લઇ કહ્યું:—" દરવાજા બંધ કરી દો." દરવાજા બંધ થતાંની સાથે એક અજબ ધ્વનિ થયો, તેની અસર સૌના હૃદયમાં થઇ. કબીરજી સત્યલોકમાં સીધાવ્યા. આ નાશવંત શરીરની માયા મૂકીને ભારતવર્ષના એ મહાપુરુષ, ભક્ત, કવિ અને પયગંબર જેમની આર્ષવાણીથી જગતની

માનવતા તૃપ્ત થઇ છે, જે રામના પરમ નમ્ર અનુયાયી કહેવડાવવામાં પોતાનું ગૌરવ માને છે તે આ સૂકી ભૂમિને મૂકીને સદાને માટે વિલીન થઈ ગયા.

## અવસાન

દરવાજા ઉઘાડવામાં આવ્યા, ત્યાં ફક્ત કમળનાં ફૂલ અને ચાદર પડી રહેલાં દેખાયાં. એક ચાદર અને થોડાં ફૂલો વીરસિંહે ઉપાડયાં અને બીજી ચાદર અને ફૂલો પઠાણે ઉપાડયાં. વીરસિંહે ચાદર અને ફૂલોને અગ્નિસંસ્કાર દીધો અને તે ઉપર કબીરની સમાધિ ચણાવી. પઠાણે ચાદર અને ફૂલો ઉપર કબર બનાવી. અત્યારે એકજ મંદિરમાં આ બન્ને વિદ્યમાન છે. માગશર મહિનામાં ત્યાં મેળો ભરાય છે. અત્યાર સુધી નદી સૂકી હતી પરંતુ કબીરજીના મૃત્યુ પછી નદીમાં પાણી ભરાયાં અને હાલમાં પણ નદી પાણીથી છલોછલ ઊભરાઈ જાય છે.

સને ૧૩૯૮માં કબીરજી જન્મ્યા અને ૧૫૧૮માં તેઓ મૃત્યુ પામ્યા. ૧૨૦ વર્ષનું ઐહિક–દૈહિક આયુષ્ય તેમણે ભોગવ્યું. પરંતુ કબીરજી સત્ય, જ્ઞાન, ધર્મ, તત્ત્વના જે ઊંચ સિદ્ધાંતો તેમના ભજનો દ્વારા મૂકી ગયા છે તે હંમેશાં ચિરંજીવ છે અને રહેશે.

મૃત્યુ વખતના તેમના છેલ્લા શબ્દો નીચે મુજબ હતા:—

## છેલ્લા શબ્દો

(રાગ ગાટી)

**દુલહની ગાવો મગલ ચાર,**
**હમ ઘર આએ રાજા રામ ભરથાર;**

તનરતકરહુ, મનરતકરહુ, પાંચો તત્ત્વ બરાતી;
રામદેવ મોરે પાહુન આએ, મેં જોબન મદમાતી.
શરીર સરોવર બેદીકરહુ, બ્રહ્માવ વેદ ઉચારા;
રામદેવ સંગ ભાવર લેહોં, ધનિ ધનિ ભાગ હમારા.
સુર તેતીસોં, કૌતુક આએ, મુનિજન સહસ અઠાસી;
કહે કબીર હમ બ્યાહ ચલે હૈ, પુરૂષ એક અવિનાસી.

આજ હમારા કુચ હથ, જમડા મેરા ગુલામ;
હુવા નગારા સંતકા, બૈકુંઠ કરૂં મુકામ.
ભજન ભરોસે આપને, મગહર તજ્યો શરીર;
અવિનાશીકી ગોદમેં, બિલસૈં દાસ કબીર.

હમ ન મરિ હૈ, માર હ સંસારા,
હમકો મલા જિયાવન હારા—૧
અબ ન મરો મરને મન માના,
તેઇ મુએ જીન રામ ન જાના—૨
સાકુંથ મરૈં સંતજન જીવૈ,
ભરિ ભરિ રામ રસાયન પીવૈ—૩
હરિ મર હૈ તો હમ હું મરિ હૈ ?
હરિ ન મરિ હૈ, હમ કાહેકો મરિ હૈ—૪
કહે કબીર મન મનાહિ મિલાવા,
અમર ભએ સુખસાગર પાવા—૫

છેલ્લી દશ પંક્તિઓનો અર્થ—હું કંઇ મરતો નથી પણ આ સંસાર હવે મરી ગયો છે; કારણ કે મને તો હંમેશનો જીવાડવાવાળો પરમાત્મા મળ્યો છે.

મારૂં મન સંસારમાંથી વિરક્ત થઇ ગયું છે, આ નાશવંત દુનિયામાં જ મારૂં જીવન છે એવું ગુમાન નીકળી ગયું છે. તેથી હવે મારે માટે મૃત્યુ પામવાનું રહ્યું નથી, મરવાનું તો તે માણસને છે કે જેણે પરમેશ્વરને ઓળખ્યા નથી.

અજ્ઞાની મરે છે, જેણે ઇશ્વરને ઓળખ્યો છે એવો સત્‌જન તો જીવતો જ રહે છે અને ઇશ્વરી આનંદના રસના પ્યાલા ભરી ભરીને પીએ છે.

જો ઇશ્વર મરતો હોય તો હું કબીર મટી જાઉં પણ ઇશ્વર મરતો જ ન હોય તો હું કબીર કેમ મરૂં ?

હું કબીર કહું છું કે જે કોઇ પોતાના મનને ઇશ્વરના મન સાથે મેળવીને એકરૂપ કરે છે તેને હંમેશનું સુખ પ્રાપ્ત થાય છે.



# કબીર બોધ



## ( ૧ )

**ધરતીકા કાગજ કરૂં, કલમ કરૂં વનરાય;**
**સાત સમુદ્રકી સાહી કરૂં, હરિગુન લિખા ન જાય.**

આ પૃથ્વી જેટલો વિશાળ કાગળ લઉં. વનમાંનાં તમામ લાકડાંનો સંગ્રહ કરીને તેની સૌથી મોટી કલમ બનાવું તથા સાતે સમુદ્રને શાહીના રૂપમાં ફેરવી નાખી પરમાત્માના ગુણોનું વર્ણન કરૂં તોય વર્ણન કરવાના ઉપયોગમાં આવતાં આ સાધનો ઓછાં પડે અર્થાત્ પરમાત્માના ગુણ પૂરેપૂરા વર્ણવી શકાય નહિ. કારણ આ વિશ્વમાં એક પરમાત્મા જ પૂર્ણ છે, બાકી આપણે બધા તથા આપણાં સાધનો માત્ર અપૂર્ણ છે..

## ( ૨ )

**સાહેબ તેરી સાહેબી, સબ ઘટ રહી સમાય;**
**જ્યું મેહદીકે પાતમેં, લાલી લખી ન જાય.**

જેમ મેંદીનાં ઝાડનાં પાંદડામાં લાલી–રતાશ રહેલી હોવા છતાં આ પાર્થિવ આંખોથી તે જોઈ શકાતી નથી તેવીજ રીતે ઓ સાહેબ—પરમાત્મા ! તું સર્વ વ્યાપક હોવા છતાંતું દરેક નાનામોટા આકારોમાં વિદ્યમાન હોવા છતાં–અમારી સ્થૂલ આંખો તને જોઈ શકતી નથી.

(૩)

**ખાલીક બિન ખાલી નહિ, સુઇ ધરનકો ઠોર;**
**આગે પિછે રામ હયે, રામ બિનાં નહિ ઔર.**

નાનામાં નાની સોય જેટલી જગ્યા પણ રામ કહેતાં ઈશ્વર વગર ખાલી નથી. આગળ અને પાછળ બધે રામ વસેલો જ છે. તે શિવાય બીજું કાંઈ જ નથી.

(૪)

**મેં જાનું હરિ દૂર હય, હરિ હૃદય માંહિ;**
**આડી ત્રાટી કપટકી તાસે દીસત નાહિ.**

હું તો એમ જાણુતો હતો કે પરમેશ્વર ઘણે દૂર વસે છે પરંતુ મને જ્ઞાન થયું ત્યારે મેં જાણ્યું કે તે તો મારા હૃદયમાં જ રહેલો છે. મારા અંતરમાં વાંસ કહેતાં કપટનો પડદો પડેલો હોવાથી તે મને પહેલી તકે દેખી શકાયો નહિ.

(૫)

**ભટક મુવા ભેદી બિના, કોન બતાવે ધામ ?**
**ચલતે ચલતે જુગ ગયો, પાવ કોસપર ગામ.**

જ્ઞાની ગુરૂવિના હું અથડાઈ અથડાઇને મરી ગયો પરંતુ કોઇએ મને પરમેશ્વરનાં દર્શન કરાવ્યાં નહિ—પરમેશ્વર બહારથી મળશે એમ માનતાં માનતાં કૈં યુગો વીતી ગયા, જ્યારે પરમેશ્વરનો વાસ તો પા ગાઉપર જ હતો—એટલે કે પરમેશ્વર મારી સાથે હતા.

( ૬ )

**બિષય પ્યારી પ્રીતડી, તબ હરિ અંતર નાહિં;**
**જબ હરિ અંતરમેં બસે, બિષયસે પ્રીત નાહિં.**

જ્યાંસુધી વિષય વાસના ઉપર આસક્તિ રહે છે ત્યાં સુધી અંતરમાં પરમેશ્વર વસી શકતા નથી ( ભક્તિમાં મન લાગતું નથી ) પરંતુ જ્યારે પરમેશ્વર ખરેખર હૃદયમાં વાસ કરે છે ત્યારે મન વિષય પ્રત્યે જરાપણ ખેંચાતું નથી.

( ૭ )

**ભક્તિ બિગાડી કામિયાં, ઈંદ્રિ કેરે સ્વાદ;**
**જન્મ ગમાયા ખાદ્યમેં, હિરા ખોયા હાથ.**

પાર્થિવ ઇન્દ્રિયોથી ભોગવાતી મોજમઝામાં પરમેશ્વરની ભક્તિ થઈ શકતી નથી અને વિષયવાસનાથી મળતા સુખમાં રચ્યા પચ્યા રહે છે.. આવા માણસોનો જન્મારો ખોટમાં જ પસાર થાય છે; કારણ તેઓ પોતાના હાથથી પરમેશ્વરની ભક્તિરૂપી હીરો ગુમાવી બેસે છે.

( ૮ )

**જ્યું નેનનમેં પુતલી, યું ખાલેક ઘટ માંહે;**
**ભુલા લોક ન જાન હિ, બાહેર ઢુંઢન જાયે.**

જેમ આપણી આંખોમાં કીકી રહેલી છે, તેમ પરમેશ્વર આપણામાં જ વસેલો છે; પરંતુ આપણે આ સંસારમાં ભૂલા પડેલા એટલે કે માયાવી જાળમાં ફસાયેલા લોકો પરમેશ્વરને ઓળખી

શકતા નથી. અને આપણે તેને બહાર જ શોધવાના મિથ્યા પ્રયાસમાં પડેલા છીએ.

(૯)

**કસ્તુરી કુંડલ બસે, મૃગ ઢુંડે બન માહિં;**
**ઐસે ઘટ ઘટ રામ હય, પર દુનિયાં દેખે નાહિં.**

હરણની દુંટીમાં કસ્તુરી રહેલી હોવા છતાં, તેની તેને ખબર ન પડવાથી તે તેની વનમાં જ શોધ કર્યા કરે છે. તેવી જ રીતે પૃથ્વી ઉપરની દરેક વસ્તુઓમાં રામ કહેતાં પરમાત્મા હોવા છતાં દુનિયાના લોકો તેને દેખી શકતા નથી.

(૧૦)

**બાહેર ભિત્તર રામ હય, નેનનકા અભિરામ;**
**જિત દેખું તિત રામ હય, રામ બિનાં નહિ ઠામ.**

બહાર તેમજ અંદર રામ-(પરમાત્મા) વસેલો છે. એ રામને સર્વ જગ્યાએ નીરખવામાં જ આંખનો આનંદ સમાયેલો છે. કબીર કહે છે કે હું જ્યાં જ્યાં નજર કરૂં છું ત્યાં ત્યાં મને રામ જ માલમ પડે છે, રામવિનાની ખાલી કોઈ જગ્યા હું નીરખી શકતો નથી.

(૧૧)

**જયું પથ્થરમેં હય દેવતા યું ઘટમેં હય કિરતાર;**
**જો ચાહો દિદાર કો, તો ચકમક હોકે જોર.**

પત્થરમાં છુપાયેલા અગ્નિની માફક પરમાત્મા દરેક જીવાત્મામાં વસેલો છે. ચકમકના ચોકખા પત્થરને ઘસવાથી બહાર અગ્નિના તણખા ઝરે છે તેમ શરીર તથા મનને પવિત્ર રાખવામાં આવે તો પરમાત્માનાં દર્શન થાય છે.

(૧૨)

**એક સાધે સબ સધે, સબ સાધે એક જાય;**
**જો તું સીંચે મૂલ કો, ફલે ફૂલે અઘાય.**

જો તું એકને (પરમેશ્વરને) પ્રાપ્ત કરીશ તો બધુંય મેળવી શકીશ, પરંતુ બધુંય મેળવવા જઈશ તો કશુંએ મેળવીશ નહી જો તું ઝાડના મૂળમાં પાણી સીંચીશ તો તેની ઉપર આપમેળે ફળફૂલ આવી લાગશે; માટે મૂળને—પરમેશ્વરને જ પ્રાપ્ત કરવા પ્રયત્ન કર.

(૧૩)

**સબ આવે ઇસ એકમેં, ડાર પાત ફલ ફૂલ;**
**કબીર ! પીછે ક્યા રહા, ગ્રહિ પકરા નિજ મૂલ.**

એ એકમાં જ ડાળ, પાદડાં, ફળ, ફૂલ બધું જ સમાઈ જાય છે, ત્યારે ઓ કબીર ! જે કોઇ તે મૂળને જ પકડી રાખે છે તેને બીજું મેળવવાપણું રહેતું જ નથી, જેને પરમેશ્વર મળ્યા તેને બીજું શું જોઇએ ?

(૧૪)

**મેરા મુજમેં કુછુ નહિ, જો કુછુ હય સો તેરા;**
**તેરા તુજકો સોંપતે, ક્યા લગેગા મેરા.**

મારામાં મારું પોતાનું કશું જ નથી, જે કંઈ છે તે તારું ઇશ્વરનુંપોતાનું છે. એટલે તારું તને સોંપવાથી મને કોઈ પ્રકારની હાનિ નથી. મતલબ કે આ શરીર, મન, આત્મા તથા તમામ શક્તિઓ વગેરે તારીજ છે, મૃત્યુ વખતે તે મારાથી બધાં જ છૂટાં પડી જાય છે. તે બધાં તારાં હોઈ તારામાં જ સમાઈ જાય છે; પછી મારે હરખ શોક શાને કરવો ?

(૧૫)

**મેરા તો કોઇ હય નહિ, ઔર મેં કિસીકા નાહિં;**
**અંતર દૃષ્ટિ બિચારતાં, રામ બસે સબ માંહિ.**

મારૂં કોઈ નથી, અને હું કોઇનો નથી; આંતરિક નજરે વિચારતાં માલમ પડે છે કે બધામાં એક રામ જ કહેતાં પરમેશ્વર પોતે વસે છે.

(૧૬)

**રામ હય તહાં કામ નહિં, કામ નહિં તહાં રામ;**
**દોનો એક જા કયું રહે, કામ રામ એક ઠામ?**

પરમેશ્વર અને વિષયવાસના એ બે પરસ્પર વિરૂદ્ધ છે માટે જ્યાં પરમેશ્વર વસે છે, ત્યાં વિષયવાસના રહી શકતી નથી અને જ્યાં વિષયવાસના હોય છે ત્યાં પરમેશ્વર દેખાતો નથી. એ બે એક જગ્યાએ રહી શકતા નથી.

(૧૭)

**જૈસે માયા મન રમે, તૈસે રામ રમાય;**
**તારામંડલ છાંડકે, જહાં કેશવ તહાં જાય.**

આપણું મન જેમ હંમેશાં આ દુનિયાની માયામાં ચકચૂર રહે છે તેમ જો તે (મન) હંમેશાં પરમેશ્વરના વિચારોમાં લીન થઈ જાય તો આપણે આ સૂર્યમંડલને છોડીને પણ તેનાથી પર એવા ધામમાં પહોંચી જઇએ કે જ્યાં પરમેશ્વરનો નિરંતર વાસ રહેલો છે.

(૧૮)

**સબહિ ભૂમિ બનારસી, સબ નીર ગંગા તોય;**
**જ્ઞાની આતમરામ હય, જો નિર્મલ ઘટ હોય.**

જેનું મન પવિત્ર હોય, જેનો આત્મા જ્ઞાની હોય તેને માટે કાશી જવાની કે ગંગા નદીમાં ન્હાવાની કાંઈ જ જરૂર નથી; કારણુ તેનું મન નિર્મળ હોવાથી તથા તેનો આત્મા જ્ઞાની હોવાથી, તેને માટે બધી ભૂમિ કાશી જેવી પવિત્ર છે તથા બધાં પાણી ગંગા નદીનાં જ ગંગાજળ જેવાં પવિત્ર છે.

(૧૯)

**કબીર, કુત્તા રામકા, મોતી નામ ધરાય,**
**ગલે બીચ દોરી પ્રેમકી, જીત ખેંચે તિત જાય.**

કબીર કહે છે કે હું તો રામનો કુતરો એટલે કે નોકર છું. મારૂં નામ મોતી છે. હું પરમેશ્વરની પ્રેમની દોરીથી બંધાએલો છું જેથી કરીને એ જ્યાં ખેંચે છે, ત્યાં હું જાઉં છું-મતલબ કે પરમેશ્વરની મરજી મુજબ એ જે કામો કરવાની પ્રેરણા કરે છે તે હું કરૂં છું.

(૨૦)

**સબ ઘટ મેરા સાંઈયાં, ખાલી ઘર નહિં કોય;**
**બલિહારી ઉસ ઘરકી, જા ઘટ પ્રગટ હોય.**

દરેક માણુસની અંદર ઈશ્વર વસેલો છે, કોઈ પણ માણુસ સિવાય ખાલી નથી. પરંતુ એ જ માણુસને ધન્ય છે કે જેની અંદર ઈશ્વરનો સાક્ષાતકાર થયેલો છે.

( ૨૧ )

**ચાક્કુ ફિરતી દેખકે, દિયા કબીરા રોય;**
**દો પુંઠ બિચ આયકે, સાબેત ગયા ન કોય.**

ઘંટીનાં બે પડને ફરતાં જોઇને કબીર રડી પડયા અને તેમણે કહ્યું કે જેમ આ ઘંટીનાં બે પડ વચ્ચે અનાજના દાણા પીસાઈ જાય છે; કોઈ પણ દાણો સલામત રહી શકતો નથી તેમ આ કાળરૂપી ઘંટીનાં બે પૈડાં વચ્ચે આ પામર જીવો પીસાઈ જ (મરી) જાય છે; કોઈ પણ જીવ સલામત રહી શકતો નથી.

( ૨૨ )

**ખડખડ બોલી ઠિકરી, ઘડઘડ ગયે કુંભાર;**
**રાવન સરખે ચલ ગયે, જો લંકા કે સરદાર.**

માટીની ઠીકરી એટલે શરીર હસીને કહે છે કે આવાં આવાં વાસણો (શરીરો) તો ઘણાંએ કુંભકારો ઘડીને પરવારી ગયા છે, લંકાનો રાજા રાવણ પણ ચાલી ગયો તો બીજાનો શો હિસાબ ? ( દુનિયામાં નામ તેનો નાશ છે )

( ૨૩ )

**કબીરા આયા હય સો જાયગા, રાજા રંક ફકીર;**
**કોઇ સિંહાસન ચઢ ચલે, કોઈ બંધ જાત જંજીર.**

ઓ કબીર ! રાજા હોય, રંક હોય કે સાધુ હોય—જે આ દુનિયામાં જન્મે છે તે મરણ પામે છે, મતલબ કે જે જન્મે છે તે મરે જ છે. કોઇ સુખ ભોગવીને તો કોઈ દુઃખી થઇને પણ મરે તો છે જ. ( નામ તેનો નાશ ચોક્કસ છે જ )

(૨૪)

**કાહે ચુંનાવે મેડિયાં, કરતે દોડાદોડ ?**
**ચિઠી આઈ રામકી, ગયે પલકમેં છોડ.**

અરે પામર જીવ ! શા માટે મોટી મોટી હવેલીઓ બંધાવે છે અને ખોટી દોડદોડ કરી રહ્યો છે ? રામના ઘરનું તેડું (મોત) આવશે એટલે આ બધું અહીંનું અહીં મૂકીને તુરતજ તારે જવું પડશે.

(૨૫)

**જીન ઘર નોબત બાજતી, હોતે છબીશ રાગ;**
**સો ઘરહી ખાલી પડે, બેઠન લાગે કાગ.**

જે ઘરમાં શરણાઈઓ વાગી રહી હતી, છત્રીસ જાતના રાગો ગવાઈ રહ્યા હતા, તે ઘરો હવે ખાલી (ખંડીએર) થઈ ગયાં છે ! અને હવે તો ત્યાં કાગડાઓ ઊડવા લાગ્યા છે. (કોઈ રેહનાર રહ્યું નથી)

(૨૬)

**એક દિન અયસા હોયગા, કોઇ કીસીકા નાહિ;**
**ઘરકી નારી કોણુ કહે, તનકી નારી નાહિ.**

એક દિવસ એવો આવશે કે જ્યારે આ જગતમાં તારૂં કોઈ રહેવાનું નથી, તારા શરીરની નાડી પણ બંધ થઈ જશે—ત્યારે તારી પત્નીને પણ તું ક્યાંથી બોલાવી શકીશ. એટલે મૃત્યુ આવ્યા પછી આ દુનિયાની એક પણ ચીજ તારા કામમાં આવવાની નથી ?

(૨૭)

**ઉંચા ચઢ પુકારિયા, બુમત મારી બહોત;**
**ચેતનહારા ચેતીયો, સિરપે આઈ મોત.**

કબીર ઉંચો ઊભો રહીને દુનિઆસાંભળે તેમ પોકારી પોકારીને કહે છે કે તમારા માથા પર મોત ભમે છે. માટે એ જગતના લોકો! વિચારીને ચાલો, ચેતીને ચાલો.

( ૨૮ )

**સુખિયા ઢુંઢત મેં ફિરૂં સુખિયા મિલે ન કોય;**
**જો કે આગે દુઃખ કહું, સો પહેલા ઉઠે રોય.**

કબીરજી કહે છે હું સુખિયા માણસની શોધમાં આ પૃથ્વીપર ફરૂ છું પરંતુ મને કોઈ સુખીયો માણસ મળતો નથી; હું જેમની સમક્ષ મારૂં દુઃખ વર્ણવુંછું તે દુઃખ સાંભળતા પહેલાં જ પોતાનું દુઃખ રડી ઊઠે છે અને પોતાનું દુઃખ કહેવા માંડે છે મતલબ કે આ જગતમાં કોઈ સુખી નથી.

( ૨૯ )

**સંપત્ત દેખ નવ હરખિયે, બિપત્ત દેખ મત રોય;**
**સંપત્ત હય તહાં બિપત્ત હય, કર્તા કરે સો હોય.**

આ દુનિયાની ક્ષણભંગુર દોલત જોઈને તું કદી ફુલાતો નહિ, તેમજ ગરિબાઈ જોઇને શોક પણ કરતો નહિ; કારણ જ્યાં ધન હોય છે ત્યાં પણ અનેક જાતનાં દુઃખો હોય છે. એ બધાંની (સુખ દુઃખની) દોરી એક પરમાત્માને જ હાથ છે.

( ૩૦ )

**કબીર! તલબ ન છોડિયે, નિશ્ચય લિજે નામ;**
**મનખ મજુરી દેત તો, કયું કર રાખે રામ?**

એ કબીર! ઇશ્વરને કદી ભૂલતો નહિં, તેનું નામ હમેશ લીધા

કરજે. માણુસને તેની મજુરીનો બદલો માણુસ આપે છે તો પરમેશ્વર તારી મહેનતનો બદલો તને કેમ નહિ આપે ?

( ૩૧ )

**કહે કબીર પુકાર કે, એ લેવો વ્યવહાર;**
**રામ નામ જાને બિનાં, બુડી મુવા સંસાર.**

કબીર પોકારી પોકારીને બધાને ચેતાવે છે કે આ જગતમાં જે કોઈ માણુસ હરિનું નામ લેતો નથી તે આ સંસારમાં ડૂબી જ મરવાનો એ માણુસ દુ:ખી થવાનો જ છે આટલી બાબત જરૂર યાદ રાખજો.

( ૩૨ )

**તૃષ્ણા સિંચે ના ઘટે, દિન દિન બઢતે જાય;**
**જવાસાકા રૂખ જ્યું, ઘને મેઘ કુમલાય.**

જેમ જવાસાનું વૃક્ષ અતિશય વરસાદથી કરમાઈ જાય છે, તેમ માણુસની ગમે તેવી તૃષ્ણાને વિષયભોગની અને ધનની જેમ જેમ વધારે સંતોષવામાં આવે છે તેમ તે ઘટવાને બદલે વધારે ને વધારે પ્રદિપ્ત થતી જાય છે.

( ૩૩ )

**માયા સમી ન મોહિની, મન સમા નહિ ચોર;**
**હરિજન સમા ન પારખુ, કોઈ ન દીસે ઓર.**

માયા જેવી મોહિની આ દુનિયામાં બીજી કોઈ નથી, મન જેવો કોઈ ચોર નથી. આ બે બાબતોને સમજનાર હરિજન જેવો

કોઇ સમજનાર નથી. કારણ હરિજન એ ઈશ્વરનો જ માણસ છે, તેણે પોતાનાં તન મન ધન ઈશ્વરને જ અર્પણ કરેલાં છે.

(૩૪)

**છોરે બિન છુટે નહિ, છોરનહારા રામ;**
**જીવ જતન બહોતહિ કરે, પર સરે ન એકો કામ.**

માયા એવી ચીજ છે કે માણસ પોતે જ્યાં સુધી એને છોડવાનો પ્રયત્ન કરતો નથી ત્યાં સુધી તે છૂટતી નથી. માયાને છોડાવનાર એક ઈશ્વર જ છે. માયા છોડવાના પામર જીવના બધા પ્રયાસો ઈશ્વર કૃપા વગર નિષ્ફળ જ જાય છે, માટે પરમાત્માની કૃપા મેળવવી વધારે જરૂરની છે.

(૩૫)

**કબીર! માયા ડાકની, ખાયા સબ સંસાર;**
**ખાઈ ન શકે કબીરકોં, જાકે રામ આધાર.**

એો કબીર! માયા રૂપી રાક્ષસણીએ આખા સંસારને ખાઈ (મોહમાં નાંખ્યો છે) લીધો છે. એ ફકત કબીરને ભક્ષ નહિ કરી શકે; કારણકે રામ કહેતાં પરમેશ્વરની કૃપા તેણે મેળવી છે.

(૩૬)

**માયા માથે શિંગડાં, લંબા નવ નવ હાથ;**
**આગે મારે શિંગડાં, પિછે મારે લાત.**

માયા એટલી રાક્ષસી છે કે જાણે તેના માથા ઉપર નવ નવ હાથ જેટલાં લાંબાં શિંગડાં ઊગ્યાં હોય! આગળથી એ માણસને

શિંગડાં વડે મારે છે, પાછળથી એ માણુસને લાતો વડે મારે છે. માણુસ આમ બન્ને તરફનો માર ખાઈને બેવડો વળી જાય છે.

( ૩૭ )

**માયાકા સુખ ચાર દિન, ગ્રહે કહાં ગમાર ?**
**સુપનેં પાયા રાજધન, જાત ન લાગે વાર.**

સ્વપ્નામાં મળેલું રાજધન જતાં વાર લાગતી નથી તેમ માયાનું ચાર દિવસનું સુખ જતાં રહેતાં પણ જરાય સમય જતો નથી; માટે ઓ મૂર્ખ માણુસ ! એવા ક્ષણિક સુખને પકડવા સારૂ તું શા માટે ફાંફાં મારે છે ?

( ૩૮ )

**માયા હય દો પ્રકારકી, જો કોઈ જાને ખાય;**
**એક મિલાવે રામકો, એક નર્ક લે જાય.**

માયા બે જાતની છે; જે કોઈ માયાનું રહસ્ય બરોબર સમજે છે તે માયાને મારી શકે છે, એટલે માયાને વશ કરી શકે છે ઉંચા પ્રકારની માયા માણુસને ઈશ્વરની પાસે લઈ જાય છે; જ્યારે નીચી માયા તેને નર્કમાં નાંખી દુઃખો આપે છે.

( ૩૯ )

**કબીર ! માયા ડાકની, સબ કોઈકો ખાય;**
**દાંત ઉપાડે પાપની, જો સંતો નેડી જાય.**

ઓ કબીર ! માયા તો એવી ડાકણી છે કે તે બધાનો ભક્ષ્ય કરી જાય છે, સાધુ પુરૂષો જેઓ પરમાત્મા પ્રત્યેજ આસક્તિ ધરાવે છે તેમને માયા કંઈજ કરી શકતી નથી.

(૪૦)

**રામ નામકી લૂંટ હય, લૂંટ શકે તો લૂંટ;**
**પિછેકો પસ્તાયગો, જબ તન જાય ગો છૂટ.**

ઈશ્વરના નામની (રામનામ સ્મરણ કરવાની) લૂંટ પડી છે, લૂંટી શકાય તેટલું લૂંટી લે. નહિં તો મૃત્યુ આવશે ત્યારે તું પસ્તાવા માંડીશ કે લૂંટ ( નામ સ્મરણ ) કરવાનો વિરલ અવસર હાથમાં આવેલો ફરી ફરી મળતો નથી (એટલે મનુષનો અવતાર)

(૪૧)

**કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ;**
**અવસર બીતો જાય તે, ફિર કરેગે કબ ?**

જે કામ આવતી કાલે કરવાનું છે તે તું આજે જ કરી નાંખ; જે આજે કરવાનું છે તે તું અત્યારે જ કર. કામ કરવાનીતક વીતી જશે તો પછી તારાથી તે કામ કોઈ પણ રીતે કરી શકાવાનું નથી. (ગયો સમય ફરી ફરી આવતો નથી)

(૪૨)

**કાલ કહે મેં કાલ કરૂં, આગે વિસમિ કાલ;**
**દો કાલકે બિચ કાલ હય, શકે તો આજ સંભાલ.**

કાલે તું કહીશ કે હું કાલે કામ કરીશ પરંતુ હે મૂર્ખ મન ? એવી તો છપ્પન કાલો નીકળી જશે એટલે છપ્પન દિવસો પસાર થઈ જશે; માટે આ "આજ ને કાલ"ની વચ્ચે જે **સમય—કાળ** આવેલો છે તેનો તું વિચાર કર અને બની શકે તેટલી ત્વરાથી તું તારૂં કામ આટોપી લે.

(૪૩)

**દિન ગમાયા દુનિયામેં, દુનિયા ચલી ન સાથ;**
**પાંચ કુહાડા મારિયા, ગાફેલ અપને હાથ.**

દુનિયાની ખટપટોમાં તેં તારી જીંદગી પસાર કરી નાંખી, પરંતુ દુનિયાની ચીજો તારી સાથે આવી નહિ એટલે કે તું પોતે ગાફેલ બેદરકાર રહ્યો અને તારે પોતાને હાથે જ તેં કુહાડો તારા પગ ઉપર માર્યો. (પરમારથના કાર્યો કર્યા નહી)

(૪૪)

**મનુષ્ય જન્મતોકોં દિયો, ભજવેકો ગોવિંદ;**
**તુ અપને કરને આપકો, કહાં બંધાયે ફંદ ?**

પરમેશ્વરને ભજવા માટે તને મનુષ્યજન્મ આપવામાં આવેલો છે. તેને બદલે તું બીજા અનેક પ્રપંચોમાં પડી તારે હાથે જ બંધાઈ જાય છે ! (ઈશ્વર ભજન વિસરી ગયો)

(૪૫)

**મનુષ્યજનમ તો દુર્લભ હય, નહિં વારમવાર;**
**તરવર તે ફલ ગિર પડો, બહોર ન લાગે ડાર.**

વૃક્ષ ઉપરથી નીચે પડેલું ફળ ફરીથી વૃક્ષ ઉપર ચોઢી શકાતું નથી, તેમ એક વખત મનુષ્યજન્મ મળ્યો તે બીજી વાર મેળવવો ઘણો મુશ્કેલ છે. (મનુષઅવતાર વારેઘડીએ આવતો નથી)

( ૪૬ )

**કાહે સોવે નિંદભર, જાગી જપ મોરાર;**
**એક દિન ઐસો સોવેંગો, લાંબે પાંઉ પસાર.**

આવો દુર્લભ મનુષ્યજન્મ મળ્યા પછી તું શા માટે આટલો બધો વખત નિદ્રામાં વ્યર્થ વીતાડે છે ? તે કરતાં તો તું મુર નામના રાક્ષસને મારનાર ભગવાનના નામનો જાપ જપ: એક દિવસ એવો જરૂર આવશે જ ત્યારે તારે લાંબા પગ પસારીને હમેશ માટે પૃથ્વી ઉપર શયન્ કરવાનુ છે. (એટલે મરણ પામીશ)

( ૪૭ )

**મનખા જનમ પાય કે, ભજીયો ન રઘુપતિ રાય;**
**તેલી કેરા બેલ જ્યું, ફિર ફિર ફેરા ખાય.**

મનુષ્યજન્મ મેળવીને જે માણસ રઘુકુળના પતિ કહેતાં રામ એટલે પરમાત્માને ભજતો નથી તે જેમ ઘાંચીનો ઘાણીનો બળદ અંધારામાં ગોળ ગોળ ફરી જ્યાંનો ત્યાં જ આવીને ઉભો રહેવા પામે છે તેમ તે માણસ આ દુનિયામાં અનેક વાર જન્મે છે તથા મરે છે પરંતુ તે પોતાની મુકિતને પામી શકતો નથી.

(૪૮)

**પાંચ ધાતકા પિંજરા, સો તો અપના નાંહ;**
**અપના પિંજર તહાં બસે, અગર અગોચર માંહિ.**

પંચ મહાભૂત–પૃથ્વી, પાણી, અગ્નિ, હવા અને આકાશનું બનેલું આ શરીર તે કાંઈ આપણું 'નથી. આપણું' પોતાનું ખરૂં સ્વરૂપ તો જેને જાણી શકાતું નથી તથા જેને જોઈ શકાતું નથી એવા ખુદ પરમાત્મામાં જ વસેલું છે.

(૪૯)

**સગા હમારા રામજી, સહોદર હય પુની રામ;**
**ઓર સગા સબ સગમગા કોઈ ન આવે કામ.**

માણસ માત્રનો સાચો સગો, ભાઈભાંડુ વગેરે જે કહો તે એકલો પરમાત્મા જ છે. બીજાં કહેવાતાં સગાંઓ સ્વાર્થ પૂરતાં જ છે. કારણ આ સ્વાથનાં સગાં અંત વખતે કામ આવતાં નથી.

(૫૦)

**ચલ ગયે સો ના મિલે, કિસકો પૂછું બાત;**
**માત પિતા સુત બાંધવા, જુઠા સબ સંગાત.**

જે મૃત્યુ પામે છે તે પાછાં ફરતાં નથી, આવતાં નથી માટે કોની પાસે જઇને પ્રશ્ન કરવો? માત, પિતા, બાળકો, અને ભાઈઓ સર્વ સ્વાર્થી સંગાથીઓ છે.

(૫૧)

**રામ નામ જાન્યો નહિં, કિયા ન હરિસેં હેત;**
**તાસે જનુની ભારે મુઈ, પથ્થર પડયા પેટ.**

પરમેશ્વરના નામના મહિમાને સાચી રીતે તેં જાણ્યો નહિ, પરમાત્મા સાથે સાચો સંબંધ પણ તેં ન બાંધ્યો, તો તારી માતાને પેટે તું પથ્થર જ જન્મ્યો ગણાય અને તારી માતા બિચારી વ્યર્થ ભારે મૂઈ.

(૫૨)

**બીન બીજકા વૃક્ષ હય, બીન ધરતી અંકુર;**
**બીન પાનીકા રંગ હય, તહાં જીવકા મુર.**

જ્યાં બીજવગરનું વૃક્ષ છે, ભોંય વગર અંકુર ફૂટી નીકળેલ છે, પાણીવગરનો રંગ છે, ત્યાં આ જીવનું મૂળ રહેલું છે. એટલે કે આકાર, રંગ કે જગ્યા જ્યાં નથી, ત્યાંથી જીવ આવેલો છે. તાત્પર્ય કે નિરાકાર, નિરંજન એવા પરમાત્મામાંથી જીવ પ્રકટ થયેલ છે.

(૫૩)

**કબીર ! જાત જાતકો પાહોના, જાત જાતમેં જાય;**
**સાહેબ જાત અજાત હય, સો સબમેં રહે સમાય.**

હે કબીર ! પોતાના આગળના જન્મની કરણી મુજબ આત્મા જુદી જુદી જાત, વર્ણ અને કુળમાં જન્મ લે છે, નર કે નારીના દેહ ધારણ કરે છે. પરંતુ પરમાત્મા તો અજાત છે, એને વર્ણ નથી,

જાતિ નથી, એ નર નથી, નારી નથી, અને એટલા માટે જ તે સર્વ ઠેકાણે સર્વ આકારમાં સમાઈ રહેલો છે.

(૫૪)

**એક બુંદ તે સબ કિયા, નર નારિકા નામ;**
**સો તું અંતર ખોજ લે, સકલ વ્યાપક રામ.**

તે એક બુંદ એટલે પરમાત્મામાંથી જ નર અને નારીની આ બધી સૃષ્ટિ પેદા થઈ છે; માટે તું એ સૃષ્ટિમાં વ્યાપક થઈને વસેલા પરમેશ્વરને તું તારા અંતરમાં જ શોધી લે.

(૫૫)

**ધન રહે ન જોબન રહે, ન રહે ગામ ન ઠામ;**
**કબીર ! જગમે જશ રહે, કે કર દે કિસીકો કામ.**

મનુષ્ય માત્રનો પૈસો, યુવાની, ઘરબાર કે માલમિલ્કત આમાંનું કશું જ ટકવાનું નથી. હે કબીર ! આ જગતમાં જે બીજાઓનું કંઈ પણ કામ (પરમાર્થ) કરી જાય છે, તેનો જશ રહેવા પામે છે.

(૫૬)

**લેનેકો હર નામ હયે, દેને કો અન્નદાન;**
**તિરનેકો આધીનતા, બુડને કો અભિમાન.**

આ સંસારમાં ઈશ્વરનું નામ લેવાનું છે, ભૂખ્યાંઓને અન્ન આપવાનું છે. આ સંસારરૂપી સમુદ્ર તરી જવા માટે ઈશ્વર ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવાની જરૂર છે, અને જો સંસારરૂપી સમુદ્રમાં ડૂબી જ મરવું હોય તો પછી મિથ્યા અહંકાર રાખવાની જરૂર છે.

(૫૭)

**પશુકી તો પનિયાં ભઈ, નરકા કછુ ન હોય;**
**પર જો ઉત્તમ કરની કરે, તો નર નારાયન હોય.**

પશુઓ મરી જાય તો તેમનાં ચામડાંનાં જોડા કરી શકાય છે પરંતુ માણસ નાશ પામતાં તેનું કશું કામ આવતું નથી પણ એટલું સાચું કે જે માણસે ઉત્તમ કામો કર્યાં હોય તો તે મૃત્યુ પછી નરને બદલે નારાયણની ગતિને પામે છે.

(૫૮)

**કબીર ! મેં માગું એ માંગનાં, પ્રભુ મોહેં દિજે સોય;**
**સંતસમાગમ હરિકથા હમારે નિશદિન હોય.**

કબીર કહે છે કેઃ- હે પ્રભુ! મને આ જગતમાં આટલું આપજે, એક તો એ કે સાધુ પુરૂષોનો સમાગમ રાતદિવસ હું સેવી શકું અને બીજું એ કે તારી કથા હું રાત દિવસ કરી શકું.

(૫૯)

**મુગતા જુગત માગું નાહિ, ભક્તિ દાન દિજો મોહે;**
**ઓર કછુ માગું નહિ, નિશદિન જાચું તોહે.**

મને રાજપાટ મળે એવું હું નથી માગતો પરંતુ મને હે પ્રભુ! તારી ભકિત આપજે, જેથી હું રાતદિવસ તારી સેવા કરી રહું.

(૬૦)

**દાતા દાતા ચલ ગયે, રહે ગયે મખ્ખીચુસ;**
**દાન માન સમજે નહિ, લડનેમેં મજબુર.**

આ દુનિયામાંથી દાનેશ્વરી લોકો પરવારી ગયા છે (દેવલોક પામ્યા છે) ફક્ત રહી ગયા છે માત્ર કંજુસો અને દીલના હલકટ લોકો કે જેઓ કોઇને માન કે મદદ આપવામાં સમજતા નથી પરંતુ જેઓ લડવામાં અને પોતાનો સ્વાર્થ સાધવામાં હુંશિયાર હોય છે.

(૬૧)

**માણુસ ખોજત મેં ફિરા, માણુસકા બરા સુકાલ;**
**પર જાકો દેખે દિલ થરે, તાકા પરીયા દુકાલ.**

નેક માણુસોની શોધ કરતાં કરતાં મને ઘણાં માણુસો મળી આવ્યાં, પરંતુ કોઈ સંતોષ આપે એવો મળ્યો નહી હૃદય સંતોષી શકે એવાં માણુસોનો મને તો દુકાળ જ પડેલો લાગ્યો કારણ કે મને તેવો એક પણ માણુસ જડયો નહિ.

(૬૨)

**દયાકા લક્ષણુ ભક્તિ, ભક્તિસે મિલત જ્ઞાન,**
**જ્ઞાનસે હોવત ધ્યાન, એ સિદ્ધાંત ઉર આન;**

આ વાત તું તારા મનમાં કોતરી રાખજે કે દયાનું સાચું લક્ષણુ ભક્તિ છે, ભક્તિથી જ્ઞાન મળે છે, અને જ્ઞાનથી માણુસનું ધ્યાન ઈશ્વર ઉપર એકાગ્ર થાય છે.

(૬૩)

**બિષયત્યાગ વૈરાગ હય, સમતા કહિયે જ્ઞાન;**
**સુખદાઈ સબ જીવસો એહિ ભક્તિ પ્રમાન,**

વિષયનો ત્યાગ કરવાથી સાચો વૈરાગ્ય સેવી શકાય છે, માણુસ સમદૃષ્ટિવાળો થાય ત્યારે તેને જ્ઞાન ઊપજે છે. પ્રાણી માત્રનું ભલું કરવાની વૃત્તિ એ સાચી ઈશ્વરભક્તિનું મોટું પ્રમાણપત્ર છે.

(૬૪)

**અનમાગ્યા ઉત્તમ કહિયે, મધ્યમ માંગી જો લેય;**
**કહે કબીર કનિષ્ટ સો, પરઘર ઘરના દેય.**

જે અજાચક વ્રત (કોઇની પાસે માગવુ નહી) પાળે છે તે ઉતમ કહેવાય છે; જે માગીને લે છે તે મધ્યમ કહેવાય છે; પરંતુ જે ઘેરઘેર જઈને ભીખ માગે છે તે સૌથી ઊતરતા પ્રકારનો છે.

(૬૫)

**માંગન મરન સમાન હય, મત કોઈ માંગો ભીખ;**
**માગનેસે મરના ભલા, એહી સદ્દગુરુકી શીખ.**

ભીખ માગવી અને મરવું સરખું છે. માટે કોઈએ કોઇની પાસે કાંઈ માંગવું નહિ. માગવા કરતાં મરવું સારૂં છે. સદ્દગુરુની આ સોનેરી શીખામણ છે.

(૬૬)

**મરૂં પર માગું નહિ, અપને મનકે કાજ;**
**પરમારથકે કારન, માંગન ન આવે લાજ.**

હું મારી જાત સારૂ મરી જાઉં પણ ભીખ માગું નહિ જ; પરંતુ પરમાર્થને માટે ભીખ માગતાં કદી પણ મારે શરમાવું ન જોઈએ.

( ૬૭ )

**જહાં દયા વહાં ધર્મ, જહાં લોભ વહાં પાપ;**
**જહાં ક્રોધ વહાં કાલ, જહાં ક્ષમા વહાં આપ.**

જેનામાં દયા છે, તે સાચો ધર્મવાળો છે, જેને લોભ છે તે પાપી છે, જે મનુષ્યને રોષ છે તેનું મૃત્યુ છે, પરંતુ જે માનવમાં ક્ષમા–સહનશીલતાનો ગુણ છે, તેના જ હૃદયમાં સાચો પરમાત્મા વસે છે.

( ૬૮ )

**કહે કબીર કમાલકો, દો બાતાં શિખ લે;**
**કર સાહેબકી બંદગી, ઓર ભુખેકો કછુ દે.**

કબીર પોતાના શિષ્ય કમાલને કહે છે કે ઈશ્વરની હંમેશાં તારે ભક્તિ કરવી તથા ભૂખ્યા માણસને ભોજન આપવું; આ બે બાબતો હું તને કહું છું તે તું શાખી લે.

( ૬૯ )

**હાડ બઢા હરિભજન કર, દ્રવ્ય બઢા કછુ દેય;**
**અક્કલ બઢી ઉપકાર કર, જીવનકા ફલ યેહ.**

જેમ જેમ તું ઉમ્મરે મોટો થાય તેમ તેમ ઈશ્વરનું ભજન કર, તારૂં ધન જેમ જેમ વધે તેમ તેમ તું દાનધર્મ કર, તારી બુદ્ધિ વધે તેમ તું બીજાઓ ઉપર ઉપકાર કર. જીવનનું એ સાચું રહસ્ય છે.

(૭૦)

**ખાય પિ ખિલાય દે, કર લે અપનાં કામ;**
**ચલતી વખત રેનરો, સંગ ન ચલે બદામ.**

તું પોતે તૃપ્ત થઈને બીજાઓને તૃપ્ત કર. એમ કરવાથી તું ખરો પરમાર્થ કરી શકીશ. હે પામર માનવી! તું અહીંથી જઈશ (મરીશ) ત્યારે તારી સાથે એક બદામ પણ આવવાની નથી.

(૭૧)

**ધર્મ કીયે ધન ના ઘટે, નદી ન સંચે નીર;**
**અપની આંખે દેખીયે, યું કહે દાસ કબીર.**

ધર્મ કરવાથી ધન ઘટતું નથી—જેવી રીતે નદીનું પાણી માણસો, અને પશુઓ ઉપયોગમાં લે છે છતા તેનું પાણી ખુટતુ નથી, માટે કબીરજી કહે છે કે દરેક માણસે ધર્મદાન પોતાની શક્તિ મુજબ કરવું જોઈએ.

(૭૨)

**અંતર જપીએ રામજી, રોમે રોમ રણકાર;**
**સહેજે ધન લાગી રહે, એહિ સુમરન તત્સાર.**

ઇશ્વરના નામનું સ્મરણ તો ખરી રીતે આમ જ થવું જોઇએ. હૃદયમાં (મનમાં) રામના નામનો એવો જપ કરવો જોઈએ કે જેથી આપણા રોમે રોમમાં રામનો મધુર રણકાર ગાજી રહે, અને પછી રામનામની ધૂન લાગે.

(૭૩)

**બુંદ સમાના સમુદ્રમેં; જાનત હય સબ કોય;**
**સમુદ્ર સમાના બુંદમેં, જાને બીરલા કોય.**

મહાસાગરમાં પાણીના ટીપાનો સમાવેશ થાય છે એ તો આખી દુનિયા જાણે છે પરંતુ એ જ ટીપાની અંદર પણ મોટા મહાસાગર જેટલી શક્તિ વસેલી છે એ વાતનું થોડા માણસોને જ જ્ઞાન હોય છે. જ્યારે સંતપુરૂષો સમાધીમાં હોય છે ત્યારે આખી સૃષ્ટિને પોતાની અંદર જુએ છે.

(૭૪)

**રામ જપે અનુરાગસે, સબ દુઃખ ડાલે ધોય;**
**બિશ્વાસે તો હરિ મિલે, લોહા કંચન હોય.**

હે જીવ! સાચા પ્રેમથી જો તું ઈશ્વરના નામનો જપ કરીશ તો તારાં બધાં દુઃખો નાશ પામશે; વિશ્વાસપૂર્વક તને ઈશ્વર મળશે તથા તું લોઢા જેવો છે તે સુવર્ણ બની જશે.

(૭૫)

**કબીર, મેં માગું એ માંગનાં, પ્રભુ દીજે મોહે સોય;**
**સંતસમાગમ હરિકથા, હમારે નિશદિન હોય.**

કબીર કહે છે કે હે ઈશ્વર! હું તારી પાસે એટલું જ માગું છું કે મને સાધુસંતોના સંગમાં રહેવાનો અવસર આપ તથા તારે વિષે જ્ઞાનની વાત રાતદિવસ સાંભળવાની તક મને આપ.

(૭૬)

**રામ નામ સબ કોઈ કહે, ઠગ ઠાકોર ઓર ચોર;**
**ધ્રૂવ પ્રલ્હાદ સબ નર ગયે, એહિ નામ કછુ ઓર.**

ઠગારા, લુંટારા અને જગતના ચોર સર્વ લોકો રામનું નામ લે છે, તેમજ ધ્રુવ પ્રલ્હાદ વગેરે ભક્ત જનો પણ રામનું નામ લે છે. આ બન્નેના રામ નામના જાપ કરવામાં ફેર છે કારણ પેલા લોકો તેમનાં દુષ્કૃત્યો હોવાથી તરી શકતા નથી; જ્યારે ધ્રુવ, પ્રલ્હાદ તો રામનામથી આ સંસાર તરી ગયા છે.

( ૭૭ )

**સુદ્ધ બિન સમરન નહિં, ભાવ બિન ભજન ન હોય;**
**પારસ બિચ પરદા રહા, ક્યું લોહા કંચન હોય?**

મન જો પવિત્ર હોય તો જ ઈશ્વરનું સ્મરણ સાચું ઠરે છે, સાચો પ્રેમ હોય તો જ ભક્તિ સાર્થક નીવડે છે, દાખલા તરીકે પારસમણિ અને લોઢાની વચ્ચે જો કોઈ ત્રીજી ચીજ હોય તો લોઢું સોનું બની શકે નહિ. સોનું બનવા માટે લોઢાએ પારસમણિનો સ્પર્શ કરવો જ જોઇએ તેવી જ રીતે મનુષ્યે ઈશ્વરમય થવા માટે ઈશ્વર પ્રત્યે નિર્મળ તથા સાચા પ્રેમવાળા થવું જ જોઈએ.

( ૭૮ )

**માલા તો કરમેં ફિરે, જીભ ફિરે મુખ માંહિ;**
**મનવા તો ચૌદિશ, ઐસો સુમરન નાહિં.**

હાથ માળાના મણકા મૂકયા કરે, મોં રામ રામ બોલ્યા કરે અને મન તો ચારે દિશાએ સંસારની જંજાળમાં દોડતું હોય એવું ભગવાનનું સ્મરણ વ્યર્થ બને છે.

(૭૯)

**સુમરન ઐસો કીજીયે, ખરે નિશાંને ચોટ;**
**સુમરન ઐસો કીજીયે, હલે નાહિં જીભ હોઠ.**

સ્મરણ તો ત્યારે જ સાચું કહેવાય કે જેમ તીર તાકેલા નિશાન ઉપર જઇને વાગે છે તેમ મન ઈશ્વરમાં જ ચોંટી રહે તથા હોઠ કે જીભનું કોઈ પણ જાતનું હલનચલન થયા વગર તે ઈશ્વરમાં જ તલ્લીન થઈ રહે.

(૮૦)

**જીતને તારે ગગનમેં હો, ઈતને શત્રુ હોય;**
**કૃપા હય શ્રી રામકી, તો બાલ ન બાંકો હોય.**

જે મનુષ્ય ઉપર પરમાત્માની કૃપા છે તેને આકાશમાંના તારાઓ જેટલા અસંખ્ય દુશ્મનો ભલેને હોય. છતાં એ બધા દુશ્મનો પરમાત્માની કૃપાના કારણે એ મનુષ્યનો વાંકો વાળ પણ કરી શકતા નથી.

(૮૧)

**સહકામી સુમરન કરે, પાવે ઉત્તમ ધામ;**
**નિષ્કામી સુમરન કરે, પાવે અવિચલ રામ.**

બદલાની આશા રાખીને જે મનુષ્ય ઈશ્વરના નામનું સ્મરણ કરે છે તે જે સુખ મેળવવાની ઈચ્છા રાખીને ઇશ્વર સ્મરણ કરે છે તે સુખ તેને મળે છે પરંતુ જે મનુષ્ય ફળની લેશ માત્ર પણ ઈચ્છા રાખ્યા સિવાય ઈશ્વરને યાદ કરે છે તે સાક્ષાત્ ઈશ્વર પાસે જ પહોંચી જાય છે.

૮૨

**પથ્થર મુંખ ના બોલહિ, જો શિર ડારો કુટ;**
**રામ નામ સુમરન કરો, દુજા સબહિ જુઠ.**

હે જીવાત્મા! તું ગમે તેટલું તારું માથું પછાડીને મરી જાય તો પણ પત્થર તેનું મુખ ઉઘાડી શકતો નથીઃ કારણ કે તેને મુખ જ નથી; માટે તું પોતે રામના નામનું સ્મરણ કર્યા કર, કારણ કે તે સિવાય આ દુનિયામાં બીજું બધું ફોગટ છે.

( ૮૩ )

**કુબુદ્ધિકો સુંજે નહિ, ઉઠ ઉઠ દેવલ જાય;**
**દિલ દેહેરાકી ખબર નહિં, પથ્થરને કહાં પાય ?**

મનુષ્ય હૃદયતેજ પરમેશ્વરનું સાચું દેવળ છે એ બાબતનું જેઓને જ્ઞાનનથી તેવા પામર જીવો પત્થરના બનાવેલા દેવળમાં જાય છે; પરંતુ ત્યાં ઇશ્વર ન હોય તો તે તેમને મળે કેવી રીતે ?

( ૮૪ )

**જીને નામ લિયા ઉને સબ કિયા, સબ શાસ્રકા ભેદ;**
**બિના નામ નર્કે ગયે, પઢ પઢ ચારોં બેદ.**

જેણે ઇશ્વરના નામનું સ્મરણ કર્યું તેણે દુનિયામાં મનુષ્ય જન્મ મેળવીને ખરૂં કામ કર્યું છે તથા તેને તમામ શાસ્ત્રોનાં રહસ્યને ઉકેલ્યાં છે. જેણે ઇશ્વરનું નામ નથી લીધું તે મનુષ્ય ચારે વેદોનો અભ્યાસ કરેલો હોય અને તેની અંદરનું રહશ્ય જાણતો હોય છતાં તે નર્કે પડયો છે એમ સમજવું.

( ૮૫ )

**સુખમેં સુમરન ના કરે, દુઃખમેં કરે સબ કોય;**
**સુખમેં જો સુમરન કરે, તો દુઃખ કહાં કે હોય?**

સુખમાં કોઇ ઇશ્વરને યાદ કરતું નથી, બધા મનુષ્ય દુઃખના સમયમાં તેના નામનું સ્મરણ કરે છે. પરંતુ જો મનુષ્યો સુખના દિવસોમાં ઇશ્વરને યાદ કરે તો તેને દુઃખ પડવાનો કોઇ રીતનો સંભવ જ નથી.

( ૮૬ )

**સુખમેં સુમરન ના કરે, દુઃખમેં કરે જો યાદ;**
**કહે કબીર તા દાસકી, કોન સુને ફરિયાદ?**

જે મનુષ્ય ઇશ્વરને સુખમાં સંભારતો નથી ( ગમે તેટલાં ખરાબ કામો કરે છે ) પરંતુ દુઃખમાંજ તેને યાદ કરે છે, કબીર તેને માટે કહે છે કે આવા મનુષ્યની ફરિયાદ ભગવાન જરા લેશ માત્ર પણ ધ્યાનપર લેતો નથી. ( આપડા પાપના ફળ આપણે ભોગવવા પડે છે )

( ૮૭ )

**રામ નામ તો રતન હય, જીવ જતન કરી રાખ;**
**જબ પડેગી સંકટી, તબ રાખે રઘુનાથ.**

રામનું નામ તો અમૂલ્ય રતન જેવું છે. મનુષ્યે તેનું જતન કરી તેને સંભાળી રાખવું જોઇએ; કારણકે જ્યારે મનુષ્ય ઉપર આપદા આવી પડે છે, ત્યારે તેને એ જ રામ નામનું અમુલ્ય રતન આપત્તિમાંથી આબાદ ઉગારી લેછે.

(૮૮)

રામ નામ કે લેત હિ, હોત પાપકા નાશ;
જૈસી ચન્ગિ અગ્નકી, પડી પુલાને ઘાસ.

જેવી રીતે ઘાસના પૂળાની અંદર દેવતાનીપડેલી એકજ ચિણગારી તેને બાળીને ભસ્મ કરી નાંખે છે. તેમ આ સંસારમાં રામનું નામ પળવાર પણ જો લેવામાં આવે તો બધાં પાપો નાશ પામે છે.

(૮૯)

ચાતુર કો ચિંતા ઘની, નહિં મુરખકો લાજ;
સર અવસર જાને નહિં, પેટ ભરેંસે કાજ.

ચતુર કહેતાં ડાહ્યો પુરૂષ પ્રત્યેક બાબત સમજીનેકરે છે મુરખને કશી વાતની ચિંતા જ હોતી નથી. મુરખ તો એવો હોય છે કે તે વેળા કવેળા પણ જોતો નથી પરંતુ બે વખત પેટ ભરવામાં જ સમજે છે.

(૯૦)

કંચનકો કછુ ના લાગે, અગ્નિ ન કીડા ખાય;
બુરા ભલા હો વૈષ્ણવા, કદી ન નર્કે જાય.

સોનાને કંઇ નુકશાન થઇ શકતું નથી. તેમજ કીડા અગ્નિને આરોગી શકતા નથી. વિષ્ણુનો ભકત વૈષ્ણવ ગમે તેવો હોય છતાં નર્કે જતો નથી.

(૯૧)

બહેતા પાની નિર્મલા, બંધા ગંધા હોય;
સાધુ તો રમતા ભલા, દાઘ ન લાગે કોય.

વહેતું પાણી ચોકખું રહે છે, બાંધ્યું ( હોજમાંનું ) પાણી બગડી જાય છે તેમજ સાધુ પુરૂષ ફરતો રહે તો જ તે બીજાઓનું કલ્યાણ કરી શકે છે, તે એક જગ્યાએ બંધાઇને રહે તેથી તો તે ઉપાધિઓ વહોરી લે છે.

( ૯૨ )

**ઈશ્ક ખુન્નસ ખાંસી, ઓર પિવે મદ્યપાન;**
**એ સબ છુપાયા ન છુપે, પ્રગટ હોય નિદાન.**

રંડીબાજી કરનાર, અદેખાઓ, ઉધરસ ખાનાર અને કેફી પીણાંના પીનારા એ મનુષ્યો છૂપા રહી શકતા નથી. એતો તુરત જ પકડાઇ જાય છે.

( ૯૩ )

**પ્રીત પુરાની ન હોત હય, જો ઉત્તમસે લગ;**
**સો બરસ જલમેં રહે, પથ્થરા ન છોડે અગ.**

ગમે તેટલો સમય વહી જાય છતાં પત્થરામાં રહેલો અગ્નિ નાશ પામતો નથી; એનો ચકમક સાથે સ્પર્શ થતાં જ ખરવા માંડે છે તેમ ઉત્તમ માણસની મૈત્રી ગમે તેટલો સમય પસાર થતાં છતાં એટલી ને એટલી તાજી રહેવા પામે છે. તેનો પ્રેમ લેશ પણ કમી થતો નથી.

( ૯૪ )

**જૈસા અનજલ ખાઇએ, તૈસા હિ મન હોય;**
**જૈસા પાની પીજીએ, તૈસી બાની હોય.**

જેવો ખોરાક ખાવામાં આવે છે તેવું મન બને છે. જેવું પાણી પીએ તેવા આપણા બોલ નીકળે એટલે જે ખોરાકના ગુણ મનના ગુણ બને અને પાણીના ગુણ તે વાણીના ગુણ બને.

( ૯૫ )

**જૈસા ઘટ તૈસા મતા, ઘટ ઘટ ઓર સ્વભાવ;**
**જા ઘટ હાર ન જીત હય, તા ઘટ બ્રહ્મ સમાય.**

મનુષ્યની કાયા હોય તેવો તેનો સ્વભાવ બને છે, માટે ભિન્નભિન્ન મનુષ્યોના સ્વભાવ જુદા જુદા હોય છે પરંતુ પોતાની હારજીતના ખ્યાલ વગરનાં મનુષ્યો એટલે કે જીતમાં હર્ષ નહિ પામનારા તથા હારમાં દીલગીર નહિ થનારા મનુષ્યોમાંજ ઇશ્વર સાચા સ્વરૂપમાં પ્રકટ થઈ રહે છે.

( ૯૬ )

**સુનિયે ગુનકી બારતાં, અવગુણ લિજીયે નહિ;**
**હંસ ક્ષીરકું ગ્રહત હય, નીર સો ત્યાગે જાય.**

જેમ હંસ જળવાળા દુધમાંથી જળ ત્યાગીને દુધનું ગ્રહણ કરે છે તેમ હંમેશાં તમે જ્યાં જાઓ ત્યાં સદ્‌ગુણોની સારી વાર્તા સાંભળજો પરંતુ દુર્ગુણ પ્રતિ કદી લક્ષ્ય આપજો જ નહિ.

( ૯૭ )

**પંડિત ઓર મસાલચી, દોનો સુંજે નાહિં;**
**ઓરનકો કરે ચાંદના, આપ અંધેરા માંહિ.**

કેવળ પુસ્તકિયા જ્ઞાન મેળવીને જે પંડિત થયો હોય તે તથા હાથમાં શાલ રાખનારો, આ બે જણ સરખા છે. કારણ એ લોકો બીજાઓને પ્રકાશ આપે છે પરંતુ પોતે તો અંધારામાં જ વસે છે.

( ૯૮ )

નિર્પેક્ષકો ભક્તિ હય, નિર્મોહીકો જ્ઞાન;
નિર્દ્વન્દીકો મુક્તિ હય, નિર્લોભી નિર્બાન.

જે મનુષ્યને કોઈ અપેક્ષા રહી નથી તે ભક્તિવાળો કહેવાય મોહવગરના મનુષ્યને જ્ઞાની કહી શકાય, કોઈપણ વસ્તુ પોતાનાથી જુદી છે એમ જે માનતો નથી તે મુક્ત કહેવાય તથા જે લોભી નથી તે માણસ સાચું નિર્વાણપદ પામી શકે છે, એમ કહી શકાય.

( ૯૯ )

ભૂખ ગઈ ભોજન મિલે, થંડ ગઈ કબાય;
જોબન ગયે ત્રિયા મિલે, તાકો આગ લગાય.

ભૂખ મરી જાય પછી અન્ન મળે, ઠંડી ઊડી ગયા બાદ ઓઢવાનું મળે, યુવાની વીતી જાય પછી સ્ત્રી મળે એ ત્રણેમાં મૂકોને પૂળો; એટલે એ ત્રણ ફોકટ છે.

(૧૦૦)

જ્યું ગુંગાકે સેનકો, ગુંગાહિ પયછાને;
ત્યું જ્ઞાની કે જ્ઞાનકો, જ્ઞાની હોય સો જાને.

જેમ મૂંગા મનુષ્યના હાથની નિશાનીઓથી વાતો કરવાની કળા મૂંગો મનુષ્ય જ સમજી શકે તેમ જ્ઞાનીની વાતો જ્ઞાની હોય તે જ સમજી શકે.

(૧૦૧)

જ્ઞાનીકો જ્ઞાની મિલે, તબ રસકી લુટાલુટ;
જ્ઞાની કો અજ્ઞાની મિલે, તો હોય બડી માથાકૂટ.

બે જ્ઞાની પુરુષોનો મેળાપ થાય તો બન્ને જણ અરસપરસ સારો લાભ ઉઠાવી શકે છે અને તેઓ ઈશ્વર પ્રત્યેની સાચી ભક્તિના રસનો આસ્વાદ લઈ શકે છે પરંતુ જ્ઞાનીને જો અજ્ઞાનીનો મેળાપ થાય તો તેઓ એકબીજાને સમજી નહી શકવાથી ખોટી માથાકૂટ કરી છુટા પડવાના.

(૧૦૨)

કાજલ તજે ન શ્યામતા, મુખટા તજે ન શ્વેત;
દુરિજન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત.

કાજળ પોતાની કાળાશ છોડતું નથી, મોતી પોતાનો સફેદ રંગ મૂકી શકતું નથી તેવી જ રીતે દુર્જન પોતાના દુર્ગુણ મૂકી શકતો નથી અને સજ્જન પણ પોતાની સુજનતાનો ત્યાગ કરી શકતો નથી.

(૧૦૩)

દુરિજનકી કરૂણા બુરી, ભલો સજ્જનકો તરાસ;
સૂરજ જબ ગરમી કરે, તબ બરસનકી આસ.

દુર્જનની દયા મેળવવા કરતાં સજ્જનનો રોષ વહોરી લેવો વધારે હિતકર છે, કારણકે સૂરજ અતિશય ગરમી આપ્યા પછી જ મેઘરાજા આવવાની આશા રાખી શકાય છે (તેમ સજ્જન માણસોનાં કડવાં વચનો હિતકારી હોય છે).

(૧૦૪)

તરવર કદી ન ફલ ભખે, નદી ન સંચે નીર;
પરમારથકે કારને, સંતો ધરે શરીર.

વૃક્ષો પોતાનાં ફળ ખાઈ જતાં નથી, નદીઓ પોતાનું પાણી સોસી લેતી નથી. તેઓ બન્ને બીજાઓને જ ફળ તથા પાણી અર્પ્યા કરે છે, તેવી રીતે સંત પુરુષો પારકાઓનાં હિત માટે જ પોતાનું બધું શરીર ઘસી નાખે છે.

(૧૦૫)

**તરવર સરવર સંતજન, ચોથા બરસે મેહ;**
**પરમારથકે કારને, ચારો ધર્યા દેહ.**

વૃક્ષો, સરોવરો, સંતપુરુષો તથા ચોથા મેઘરાજા આ બધા પરમાર્થ માટે જ દેહ ધારણ કરે છે. તેઓ બીજાઓને વગર સંકોચે લાભ આપે છે.

(૧૦૬)

**ચંદા સૂરજ ચલત ન દિસે બઢત ન દિસે બેલ;**
**હરિજન હર ભજતા ન દીસે, એ કુદરતકા ખેલ.**

ચંદ્ર અને સૂરજ ચાલતા આપણી આંખે દેખાતા નથી. વેલો કેમ વધે છે તે આપણે જોઈ શકતા નથી, ભક્ત ઈશ્વર પ્રત્યેનો ભક્તિભાવ કેમ કેળવે છે એ પણ જણાતુ નથી; આ બધી કુદરતની લીલા છે.

(૧૦૭)

**ભગત બીજ પલટે નહિં જો જુગ જાય અનંત;**
**જહાં જાય તહાં અવતરે. તોય સંતકા સંત.**

યુગોનાં યુગો વહી જાય છતાં ભક્તજનના બીજમાં ફેરફાર થતો નથી, એને જયાં વાવો ત્યાં એ ફરીથી જન્મે જ છે. એ તો સંતનો સંત જ રહે છે. એમાં તલ માત્ર ફેર પડતો નથી.

(૧૦૮)

**હરિ મિલા તબ જાનિયે, દર્શન દેવે સંત,**
**મનસા, બાચા, કર્મના, મિટે કરમ અનંત;**

સંત જન મળે ઈશ્વરના દર્શન થયા છે; એમ જાણવું તેથી મન, વાણી અને કર્મની અશુદ્ધિ નાશ પામે છે. સાધુપુરૂષના સમાગમથી તારા અગણીત પાપો નાશ પામશે એ મોટામાં મોટા સાધુપુરૂષોનો પ્રતાપ છે.

(૧૦૯)

**માન નહિ, અપમાન નાંહ ઐસે શીતલ સંત;**
**ભવસાગર ઊતર પડે, તોરે જમકે દંત.**

સાધુસંતો હંમેશાં ઠંડા સ્વભાવના હોય છે. તેમને માન અપમાન હોતાં નથી તેઓ તો સંસાર તરીને પાર ઉતારેલા હોય છે. અને જન્મ મૃત્યુથી મુક્ત થઇ બેઠેલા હોય છે.

(૧૧૦)

**સંતસમાગમ પરમસુખ, આંન અલ્પ સુખ કછું ઓર;**
**માનસરોવર હંસ હય, બગલા ઠોરે ઠોર.**

સાધુપુરૂષના સહવાસથી માણુસને ઉત્તમ સુખ મળે છે, જેની સરખામણીમાં બીજા બધાં સુખોને ઘણા તુચ્છ ગણી શકાય. માનસરોવરમાંજ ખરા હંસ રહે છે, બાકી બગલાઓતો ઘણી જગ્યાએ જોવામાં આવે છે તેમ સાધુપુરૂષો કોઈ વિરલજ જગ્યાએ દ્રષ્ટીગોચર થાય છે; બાકી દુષ્ટ માણુસોનો આ સંસારમાં તોટો નથી.

(૧૧૧)

**સંત મિલે સુખ ઉપજે, દુષ્ટ મિલે દુ:ખ હોય;**
**સેવા કિજે સંતકી, તો જનમ કૃતાર્થ સોય.**

સાધુપુરૂષના સમાગમથી સુખ થાય છે તથા દુરગુણી માણસના સમાગમથી ઉલટો મનને કલેશ થાય છે. માટે કબીરજી કહે છે જો માણસ પોતાના જન્મને કૃતાર્થ કરવા માગતો હોય તો તેણે સાધુ-પુરૂષનીજ સેવા કરવી જોઈએ.

(૧૧૨)

**દર્શન પરસન સંતકા, કરતન કિજે કાંન;**
**જયું ઉદ્યમ ત્યાં લાભ હવે, જયાં આલસ ત્યાં હાન.**

સંત માણસોના દર્શન માટે, તેમનો સત્કાર કરવા માટે, તેમનાં ગુણગાન કરવા માટે માણસે બને તેટલો શ્રમ લેવો જોઈએ કારણ એવા ઉદ્યમમાંજ ખરો લાભ છે. એ વિષયમાં ( સંતોની શેવામાં ) આળસ કરવાથી નુકશાન થાય છે. (સંત સમાગમ કત્રચિતજ થાય છે )

(૧૧૩)

**એક ઘડી આધી ઘડી આધી ઉનમેં આધ;**
**સંગત કરીયે સંતકી, તો કટે કોટિ અપરાધ.**

દરરોજ એક પળ, અર્ધીપળ, અથવા પળનો થોડોકજ ભાગ જો તું સત સંગમાં ગાળીશ તો તેથી તારાં કરોડો કર્મો અને પાપો બળીને ભસ્મ થઈ જશે. ( સાધુ પુરૂષોના સમાગમથી આપણુ મન અને આચરણ પવિત્ર થઈ જાય છે )

(૧૧૪)

હરિકૃપા તબ જાનીયે, દે માનવ અવતાર;
ગુરૂકૃપા તબ જાનીયે, જબ છોડાવે સંસાર.

ઈશ્વર કૃપાથી આપણે મનુષ્ય જન્મ મેળવી શકીએ છીએ અને ગુરુ કૃપા હોય તો આપણે આ સંસારની માયામાંથી તરી પાર ઉતરી મોક્ષ મેળવી શકીએ છીએ.

(૧૧૫)

ગુરૂ ગોવિંદ દોનો ખડે, કિસકે લાગું પાય;
બલિહારી આ ગુરૂકી, જીને ગોવિંદ દિયા બતાય.

કબીરજી કહે છે મારે ગુરૂ અને ગોવિંદ કહેતાં ઈશ્વર બન્ને સાથે ઉભા હોય તો તેમાંથી કોને મારે પ્રથમ નમસ્કાર કરવા ? હું (કબીરજી) ગુરૂનેજ પ્રથમ નમસ્કાર કરવાનો, કારણ એ ગુરૂ કૃપાથીજ ગોવિંદ મેળવી શકાયા છે.

(૧૧૬)

શબ્દ બિચારી જો ચલે, ગુરૂમુખ હોય નેહાલ,
કામ ક્રોધ બ્યાપે નહિ, કબ ન ગ્રાસે કાલ.

ગુરૂના બોધ પ્રમાણે જે માણુસ ચાલે છે તેનું કામ પાર પડી જાય છે, તેને વિષય વાસનાઓ થતી નથી, તે ક્રોધ પણ કરતો નથી, અંત વખતે પણ તે પોતાની જાતનું રક્ષણ કરી શકે છે.

(૧૧૭)

**ગુરૂ સેવા જનબંદગી, હરિ સુમરન વૈરાગ;**
**એ ચારો જબ મિલે, પુરન હોવે ભાગ.**

ગુરૂસેવા, લોકકલ્યાણના કામો, ઇશ્વરનું સ્મરણ, વૈરાગ્ય ( કામ, ક્રોધ, મોહ વગેરે વિષયો તરફ અભાવ ) આ ચારે બાબતો જે માણસને પ્રાપ્ત થાય તે માણસને પૂરો ભાગ્યશાળી થયો સમજવો.

(૧૧૮)

**ગુરૂ લોભી શિષ્ય લાલચી, દોનો ખેલે દાવ;**
**દોનો બુડે બાપડે, બેઠ પથ્થરકી નાવ.**

ગુરૂ પૈસાનો લોભી હોય, તથા શિષ્ય ઇશ્વર મેળવવાના લોભમાં પડેલો હોય, તેઓ એક બીજાને ફસાવવાના દાવ ખેલતા હોય તો તેઓને પત્થરના વહાણમાં બેઠેલા જાણવા; કારણ તેમને બન્નેને ડુબી જતાં વાર લાગતી નથી.

(૧૧૯)

**સો કોષ સર્જન બસેં, જાનું હિરદા મજાર;**
**કુસ્નેહી ઘરઆંગને, જાનું દરિઆપાર.**

જે માણુસ જગતમાંનાં બધાં માણુસો પ્રત્યે સમદ્રષ્ટિ રાખે છે તે સજ્જન માણુસ આપણાથી સો ગાઉ દૂર રહેતો હોય છતાં પણ તે આપણી અંદરજ બેઠો છે એમ આપણને લાગે છે પરંતુ જેનામાં એવો સ્નેહ હોતો નથી તેવો માણુસ ( મ્હોડેથી મીઠું બોલનાર ) આપણી પાસે બેઠો હોય છતાં તે દૂર છે એમ આપણને લાગ્યા વગર રહેતું નથી.

(૧૨૦)

**જલમેં બસેં કુમોદની, ચંદા બસેં આકાશ;**
**જો જાકે હિરદે બસેં. સો તાહિકે પાસ.**

કુમોદની પાણીની અંદર રેહનાર એક જાતનું પ્રાણી પાણીમાં રહે છે છતાં ચંદ્ર તરફ એને પ્રેમ હોવાથી આકાશમાં ઉગતા ચંદ્ર તરફ એ આકરશાય છે તેવી રીતે જેના ઉપર આપણને પ્રેમ છે તે ગમે તેટલો દૂર હોય તો પણ આપણી અંદરજ રહે છે.

(૧૨૧)

**સ્વાર્થકા સબ કોઈ સગા, જુગ સારાહિ જાન;**
**બિન સ્વાર્થ સંગપન કરે, સો હરિ પ્રીત પિછાન.**

સ્વાર્થને અંગે આખી દુનિયા સગી થઈને આવે છે. પરંતુ સ્વાર્થ ન હોયા છતાં જે માણસ દરેકજણ ઉપર પ્રેમ રાખે છે તેનેજ સાચી ઇશ્વર ઉપર પ્રીતિ છે એમ માની શકાય.

(૧૨૨)

**સજ્જન સ્નેહી બહોત હય, સુખમેં મિલે અનેક;**
**બિપત્તી પડે દુઃખ બાતિયે, સો લાખનમે એક.**

માણસ જ્યારે સુખી હોય છે ત્યારે તેને ઘણા મિત્રો મળી આવે છે પરંતુ એજ માણસ જ્યારે આપત્તિ કાળમાં આવી પડે છે ત્યારે તેને અસંખ્ય મિત્રોમાંથી ભાગ્યેજ એક સાચો મિત્ર મળી આવે છે.

(૧૨૩)

**એક દૃષ્ટ દો નૈન હય, એક શબ્દ દો કાન;**
**હમ તુમ એક પટંતરા, દો ઘટમેં એક પ્રાન.**

માણસને આંખો બે છે છતાં તેની નજર તો એકજ છે તેને કાન બે છે છતાં તેનાથી એકજ શબ્દ સાંભળાય છે તેને શરીરો બે છે છતા પ્રાણ તો એકજ છે. ( સાચા મિત્રો આવા હોય છે )

(૧૨૪)

**કબીર ! આયા ઘર પ્રેમકા, ખાલાકા ઘર નાંહિ;**
**સિસ ઉતારે હાથસું, સો પેઠે ઘર માંહિ.**

એો કબીર ! આ તો (ઈશ્વરીપ્રેમ)પ્રેમનું ઘર છે, આ કંઈ તારી માસીનું ઘર નથી કે જેથી તું લાડ કરતો કરતો સહેલાઈથી તેમાં દાખલ થઇ શકે; આ પ્રેમના ઘરમાં તું ત્યારેજ પ્રવેશી શકે જ્યારે તું તારૂં માથું પોતાના હાથે ઉતારી આપે.

(૧૨૫)

**સુરા સોહિ જાનિયે, પાવ ન પિછે પેખ;**
**આગેચલ પિછા ફિરે, તાકા મુખ ન દેખ.**

જે પોતાનો પગ પાછળ ન મૂકે તે માણસને સાચો શૂરવીર માનવો. જે માણસ આગળ વધી પાછો પડે તે ખરો શૂરવીર નથી તેનું મુખ જોવું ન જોઇએ.

(૧૨૬)

**સુરાકાં તો દલ નહિં, ચંદનકા બન નાંહિ;**
**સબ સમુદ્ર મોતી નહિં, યુ હરિજન જગમાંહિ.**

જેમ લશ્કરમાં બધાજ કંઇ શૂરા પુરૂષો હોતા નથી, આખા વનમાં બધાંજ વૃક્ષ કંઈ ચંદનનાં હોતા નથી, તથા બધા સમુદ્રોમાં કંઈ મોતી હોતાં નથી તેમ જગતની અંદર બધાય કંઈ પ્રભુના ભક્તો હોતા નથી.

(૧૨૭)

**પહેલે દાતા મે ભયા, હરિકો સોંપા શિસ;**
**પિછે દાતા હરિ ભયા, કાહ કરૂં બખશિસ ?**

કબીર કહે છે કે પ્રથમ મેં દાતા થઇને મારૂં માથું પ્રભુને સોંપી દીધું અને પછી પ્રભુએ મને તેનું સર્વસ્વ સમર્પ્યું, હવે હું ઇશ્વરને શું આપું ? ( તન, મન ને ધન બધુ પહેલેથી આપેલ હોવાથી કાંઇ આપવાનું રહેતું નથી )

(૧૨૮)

**શિર સટ્ટેકા ખેલ હય, સો શુરનકા કામ;**
**પહેલ્લે મરનાજ આગમે, પિછે કહેના રામ.**

માથા સાટેના ખેલ ખેલવા એતો શૂરવીર પુરૂષનુંજ લક્ષણ છે. પ્રથમ આગમાં ઝંપલાવવાનું ( ઈશ્વરને મળવા સારૂ સર્વસ્વનો ત્યાગ કરવો પડે છે ) અને પછીજ ઇશ્વરનું નામ લઇ શકાય છે.

(૧૨૯)

**હરિકા ગુન કઠન હય, ઊંચા બહુ અકથ;**
**સિર કોટી પગ તલ ધરે, તબ જા પહોંચે હાથ.**

ઈશ્વરી ગુણ મેળવવો બહુ મુશ્કેલ છે. એ ગુણ બહુ ઉંચી કોટીનો છે તથા વર્ણવી ન શકાય તેવો છે, એ ગુણને પ્રાપ્ત કરવા માટે માણસે પોતાના પગ તળે કરોડો માથા મૂકવાં પડે છે, ( પોતાની જાતને હોમવી પડે છે )ત્યારેજ તે ત્યાં પહોંચી શકે છે.

(૧૩૦)

**એરનમાંહિ પેંઠ કર, પિછે રહે ન શૂર;**
**સાહેબકે સનમુખ રહે, ધરદે સિસ હજુર.**

જે વીર પુરૂષ ઇશ્વરની ભક્તિમાં તલ્લીન થઇ જાય છે તે ત્યાં પ્રવેશ પામ્યા પછી કદી પાછળ પડતો નથી તે ઇશ્વરની સન્મુખજ ઉભો રહે છે અને પોતાનું માથું તેના ચરણમાં ધરી રહે છે.

(૧૩૧)

**જબ લગ ધડપર સિસ હય, શુરા કહીયે નાહિં;**
**માથાં તુટી ધડ લડે, શુરા કહીયે તાંહિ.**

જ્યાં સુધી શરીર ઉપર માથું હોય ત્યાં સુધી તે માણસને સાચા વીર તરીકે ઓળખી શકાય નહિ પણ યુદ્ધમાં તો માથુ કપાઇ ગયા પછી પણ જ્યારે ધડ લડવા માંડે ત્યારે એ માણસનેજ સાચો શૂરવીર ગણી શકાય.

(૧૩૨)

**કબીર ! સાચા સુરવા, કબ ન પહેરે લોહ;**
**ઝુજનકે બંધ ખોલકે, છાંડે તનકા મોહ.**

ઓ કબીર ! જે સાચો સાચો વીર પુરૂષ છે તે લોઢાનું બખતર કદી શરીર ઉપર ધારણ કરતો નથી, તે પોતાનું અંગરખું પણ કાઢી નાંખે છે તથા શરીરનો મોહ છોડીને લડે છે.

(૧૩૩)

**કહનાઇ કછુ નહિં, જો સિર બદલે લોહ.**
**રામનામ નહિ છાંડીયે, જો સિર કરવત દેય.**

જો ફક્ત મનનુંજ વલણ (ઇશ્વરની ભક્તિમાં મનનું લીન થવુ) બદલાઇ જાય તો પછી કંઇજ મુશ્કેલી નડતી નથી. માથા ઉપર ભલેને કરવત ફરે તો પણ ઇશ્વરનું નામ મૂકવાની કંઇજ જરૂર નથી.

(૧૩૪)

**પ્રેમી હુંડત મેં ફિરૂં, પ્રેમી મિલે ન કોય;**
**પ્રેમીકો પ્રેમી મિલે, તબ ભક્તિ દ્રઢ હોય.**

કબીર કહે છે કે ઇશ્વર તરફની દ્રઢ ભક્તિવાળા પ્રેમીભક્ત માણસની શોધમાં હું ફરૂં છું પણ મને કોઇ એવો પ્રેમીભક્ત મળતો નથી; જ્યારે ઇશ્વર તરફની અચળ ભક્તિવાળા માણસને તેવોજ અચળ ભક્તિવાળો માણસ મળે છે ત્યારે ઇશ્વર તરફનો બન્નેનો પ્રેમ વધુ મજબૂત બને છે.

(૧૩૫)

**ઘડિ ચઢે ઘડિ ઊતરે, વોહ તો પ્રેમ ન હોય;**
**અઘટ પ્રેમ હિરદે બસે, પ્રેમ કહિયે સોય.**

ઘડિમાં વધારે થાય અને ઘડિમાં ઓછો થાય તે પ્રેમ સાચો ન કહેવાય પરંતુ જે પ્રેમ એકવાર હૃદયમાં વસે તે જરા પણ ઓછો ન થતાં કાયમનો રહે તેને સાચો પ્રેમ કહી શકાય.

(૧૩૬)

**પ્રેમ બિના ધીરજ નહિં. બિરહે બિના બૈરાગ;**
**સદ્‌ગુરૂ બિના મિટે નહિં, મન મનસાકા દાગ.**

માણુસના અંતરમાં નિષ્કામ પ્રેમ ન હોય ત્યાં સુધી તેનામાં ધીરજ આવતી નથી તથા રામનામની લગની જ્યાં સુધી લાગતી નથી ત્યાં સુધી તેને દુન્યાની ચીજો તરફ વૈરાગ્ય પ્રકટતો નથી, માણુસના મનના વિકારો ને જુસ્સાઓ સદ્‌ગુરૂ મળ્યા વગર ખસતા નથી.

(૧૩૭)

**જહાં પ્રેમ તહાં નેમ નહિં, તહાં ન બુદ્ધિ વહેવાર;**
**પ્રેમ મગન જબ મન ભયા, કોન પુછે તિથી વાર?**

જ્યાં નિસ્વાર્થ પ્રેમ હોય ત્યાં ટેક રહી શકતો નથી, ત્યાં બુદ્ધિ કે (વહેવાર આપ લેનો વહેવાર) કંઇજ કામ આવતાં નથી. જેનું મન ઇશ્વર તરફના પ્રેમમાં મગ્ન હોય ત્યાં તે મનવાળો માણુસ તિથિ કે વાર કંઇ પૂછવા બેસતો નથી.

(૧૩૮)

**જબલગ નાતા જાતકા, તબલગ ભગત ન હોય;**
**નાતા તોરે હરિ ભજે, ભગત કહાવે સોય.**

જ્યાં સુધી માણુસ પોતે ઉંચી નાતનો ને બીજા નિચી નાતના એવા કૃત્રિમ ભેદમાં પડી ગોથા ખાય છે ત્યાં સુધી તે સાચો ભક્ત થઇ શકતો નથી. પરંતુ જ્યારે તે નાત જાતનાં બંધન તોડીને ( બધાને સરખા જોતા શીખે ) ઇશ્વરને ભજે છે ત્યારે તે સાચો ભક્ત થઇ શકે છે.

(૧૩૯)

**પાંચ સગી પિયુ પિયુ કરે, છઠ્ઠા સુમરે મન મન;**
**આઇ સુરત કબીરકી, પાયા રામ રતન.**

કબીર કહે છે કે જ્યારે મારી પાંચે ઇન્દ્રીયો રામ રામ કરવા લાગી, ને છઠ્ઠું મન પણ રામનામમાં આસકત થવા લાગ્યું, ત્યારે મારા અસલ સ્વરૂપમાં હું ફેરવાઇ ગયો તથા મને રામ કહેતાં પ્રભુરૂપી ખજાનો મળી ગયો.

(૧૪૦)

**દેખન સરીખી બાત હય, કહેન સરીખી નાહં;**
**ઐસા અદ્દ્ભુત સમજકે; સમજ રહે મનમાંહ.**

ઇશ્વરનો સાક્ષાતકાર થવાની વાત જાતે અનુભવ થાય તોજ સમજી શકાય એવી છે એ વાત વર્ણવી શકાય તેવી નથી એવી અજાયબીભરેલી વાતને મનમાંજ સમજીને તું મૌન ધારણ કર.

(૧૪૧)

**હસ કર કોઇ ન પાઈયાં, જીને પાયા સો રોય;**
**હસનેમેં જો હરિ મિલે, તો કોન દોહાગન હોય?**

કબીરજી કહે છે કે હસતાં અને રમતાં વગર મેહનતે કોઈએ ઇશ્વરનો સાક્ષાતકાર કર્યો નથી, પણ જેને ઇશ્વરના દર્શન કર્યા છે તે બધાએ ઘણાજ કષ્ટો વેઠીનેજ ઇશ્વર મેળવ્યા છે. જો કષ્ટો વેઠયા વગર હસતાં રમતાં ઈશ્વર મળતો હોત તો, કોણ સાધુ થાત?

(૧૪૨)

**મેં થા, તબ હરિ નાહિ થા, અબ હરિ હય મેં નાહિ;**
**સકલ અંધેરા મિટ ગયા, દિપક દેખા માંહિ.**

જ્યાં સુધી મારામાં અહંપણું હતું ત્યાં સુધી મને ઇશ્વરનો સાક્ષાતકાર થયો ન હતો, અત્યારે મારામાં અહંકાર નથી. (હું ફલાણો છું એ ભાવના નાશ પામી છે) ત્યારે કબીર કહે છે મેં મારા હૃદયમાં પ્રકાશ જોયો અને મારૂં બધું અજ્ઞાન નાશ પામ્યું.

( ૧૪૩ )

**કબીર ! હદકા ગુરૂ હય, બેહદકા ગુરૂ નાહિં;**
**બેહદ આપે ઉપજે, અનુભવ કે ઘર માંહિ.**

કબીર કહે છે કે કેટલુંક જ્ઞાન મેળવવા માટેજ ગુરૂની જરૂર હોય છે. અમુક જ્ઞાનનો પ્રકાશ મળી ગયા પછી ગુરૂની જરૂર રહેતી નથી. પછી તો આપ મેળેજ આત્માનુભવ થાય છે.

( ૧૪૪ )

**નિરાધાર સો સાર હય, નિરાકાર નિજરૂપ;**
**નિશ્ચલ જાકો નામ હય, ઐસા તત્વ અનુપ.**

ઇશ્વર પોતે નિરાધાર હોય છતાં તે બધાનો આધાર છે. ઇશ્વર પોતે નિરાકાર હોવા છતાં તે બધાના આકાર રૂપ છે. ( દુનિયામાં દેખાતા બધા રૂપોને આકાર આપવાવાળો ) એ એક એવું ઉપમા ન આપી શકાય તેવું તત્વ છે કે જે વિશ્વના બધા પદાર્થોને નામ આપી શકે છે.

(૧૪૫)

**બિરહા કુંડી ભુંડ પડે, દરશાન કારન રામ;**
**જીવન દરશાન ના દિયો, મુવેકા નહિં કામ.**

કબીર કહે છે કે ઇશ્વરના સાક્ષાત કરવા માટે મારા ઉપર સેંકડો સંકટો આવી પડો પરંતુ હું વિરહ વેઠી શકીશ નહિ. મરણ પછી મારે ઇશ્વરનો સાક્ષાતકાર નથી કરવો પરંતુ જીવતાંજ આ જીંદગીમાંજ મારે ઇશ્વરનાં દર્શન કરવાં છે.

(૧૪૬)

**દાઘ જ લાગા નીલકા સો મન સાબુ ધોય;**
**કોટ કલ્પ તક સમજાઇએ, કૌવા હંસ ન હોય.**

વાદળી રંગનો ડાઘ પડયો હોય તેને સો મણ સાબુથી ધુવો છતાં પણ તે જતો નથી, તેમ કાગડાને કરોડો વાર શિખવવા છતાં તે હંસ પક્ષી થઈ શકતો નથી. (જેનો જે સ્વભાવ પડયો તે બદલાતો નથી)

(૧૪૭)

**સજ્જનસે સજ્જન મિલે, હોવે દો દો બાત;**
**ગધાસે ગધા મિલે, ખાવે દો દો લાત.**

સજ્જન માણસો પરસ્પર મળે છે ત્યારે બે ચાર જ્ઞાનની વાતો કરે છે અને જ્યાં ગધેડાઓ એટલે અક્કલ વગરના માણસો મળે છે, ત્યારે તેઓ અરસપરસ લાતો મારે છે એટલે અંદર અંદર લઢીજ પડે છે.

(૧૪૮)

**જો જાકો ગુન જાનત, તો તાકો ગુન લેત;**
**કોયલ આમલી ખાત હય, કાગ લિંબોરી લેત.**

જેનો ગુણ જે જાણે છે તેજ તે ચીજની કીંમત કરી શકે છે, કોયલ આમલી ખાયા કરે છે, અને કાગડો લિંબોળી જ ખાય છે. (લીમડાના પાંદડાં કડવાં હોય છે પણ તેની લિંબોળીમાં મીઠાશ હોય છે એવું કાગડાને ભાન હોવાથી તે ખાય છે ) એ સ્વભાવનુંજ પરિણામ છે.

(૧૪૯)

**ખાંડ પડી જો રેતમેં, કિડી હો કર ખાય;**
**કુંજર કાઢી ના શકે, જો કોટી કરે ઉપાય.**

રેતીમાં ખાંડ પડેલી હોય છે તેને કીડીજ વીણીને ખાઇ શકે છે, કરોડો ઉપાયો કરવા છતાં હાથી ખાંડને રેતીમાંથી જુદી પાડી શકતો નથી.

(૧૫૦)

**જલ જ્યું પ્યારા માછલી, લોભી પ્યારા દામ;**
**માત પ્યારા બાલકા, ભક્તિ પ્યારી રામ.**

માછલીને પાણીમાં રહેવું વધારે ગમે છે, લોભીને પૈસા બહુ ગમે છે, માતાને જેવું પોતાનુ બાળક બહુ ગમે છે, તેમ જે માણસ ખરા મનથી ઇશ્વરની ભક્તિ કરે છે તેને ઇશ્વર ચાહે છે.

(૧૫૧)

**માંગન કો ભલો બોલનો, ચોરનકો ભલી ચૂપ;**
**માલીકો ભલો બરસનો, ધોબિકો ભલી ધૂપ.**

ભિખારી હોય તેણે દયા ઉપજે એવું બોલતાં આવડવું જોઇએ ચોર હોય તેણે ચૂપ રહેવું સારૂં, ( ગડબડ કરે તો પકડાઇ જાય ) માળી હોય તેને માટે વરસાદ પડે તે સારો અને ધોબી માટે સૂરજ તપે તે સારો.

(૧૫૨)

**કામી લજ્યા ન કરે, મન માને સુ ખાડ;**
**નિંદ ન માગે સાથરો, ભૂખ ન માગે સ્વાદ.**

જે મનુષ્ય કામી હોય તેને કોઇ તેની વાત કરશે તેની એને શરમ હોતી નથી, મન ફાવે તે સ્રીને ત્યાં તે પડી રહે છે. જેને ઉંઘ આવતી હોય તેને ગાદલાં તકીયાની કંઇ પડી હોતી નથી, જેને ભૂખ લાગી હોય તે સ્વાદિષ્ટ ભોજનની વાટ જોતો નથી, જે મળ્યું તે ખાઈ જાય છે.

(૧૫૩)

**ભુખ લગી તબ કછુ નાહિં સુજે, ધ્યાંન જ્ઞાન સબ રોટીમેં;**
**કહત કબીરા સુન ભાઈ સાધુ, આગ લગો એ પોઠીમેં.**

કબીર કહે છે જે હે ભાઈ સાધુ ! માણસને ભૂખ લાગે છે ત્યારે તેને કાંઇ સૂઝતું નથી, તેનું ધ્યાન, જ્ઞાન બધું ખાવામાં જાય છે. તેના જ્ઞાનની કોઠીને આગ લાગી હોય તેમ તે વર્તે છે છે એટલે જે માણુસને ઈંદ્રીયોના ભોગ ભોગવવાની જ્યારે લગની લાગે છે, ત્યારે તેનું બધું જ્ઞાન નાશ પામે છે. ( ઈંદ્રિઓના ભોગો ભોગવવામાંજ તલ્લીન થઇ જાય છે એથી શું નુકશાન થશે એનું ભાન રહેતું નથી. )

(૧૫૪)

**કામકા ગુરૂ કામિની, લોભીકા ગુરૂ દામ;**
**કબીરકા ગુરૂ સંત હય, સંતનકા ગુરૂ રામ.**

કામી પુરૂષનો ગુરુ સ્ત્રી છે, લોભી મનુષ્યનો ગુરુ પૈસો છે, મારો ( કબીરનો ) ગુરૂ સાધુ સંત પુરુષ છે અને સાધુનો ગુરુ રામ કહેતાં ઈશ્વર છે. ( જેના ઉપર જેનું મન લાગ્યું હોય તેને બીજી કોઈ ચીજ ગમતીજ નથી )

(૧૫૫)

**હરિ હિ સબકો ભજેં હરકો ભજે ન કોય;**
**જબ લગ આશ શરીરકી, તબ લગ દાસ ન હોય.**

ઈશ્વર જ બધાંની સેવા કર્યા કરે છે, ઈશ્વરની કોઇ સેવા કરતું નથી; જ્યાં સુધી માણસ પોતાના શરીરસુખ ભોગવવામાં રચ્યોપચ્યો રહે છે ત્યાં સુધી તે ઈશ્વરનો સેવક થઈ શકતો નથી.

(૧૫૬)

**મેં જાનું પઢવો ભલો, પઢનેંસે ભલો યોગ;**
**રામ નામસે દિલ મિલા, ભલે હિ નિંદે લોક.**

કબીર કહે છે કે "પહેલાં તો મને શાસ્ત્ર ભણવા સારાં લાગતાં હતાં; પછી માલૂમ પડયું કે આ કરતાં તો યોગ કરવો સારોઃ પણ હવે તો સમજાય છે કે મારૂં હૃદય ઈશ્વર સાથે એકતાન થયું છે તો પછી હવે ભલેને લોકો મારી નિંદા કરતા."

(૧૫૭)

**સમજનકા ઘર ઓર હય, ઔરોકા ઘર ઓર;**
**સમજ્યા પિછે જાનિયે, રામ બસે સબ ઠૌર.**

જ્ઞાની જન તથા અજ્ઞાની જન બન્નેની વાત જુદી છે. જે માણસ જ્ઞાની છે તે તો જ્ઞાન થયા પછી સમજી જ જાય છે કે ઈશ્વર એક જગ્યાએ નહિ પરંતુ સર્વ સ્થળે વસેલો છે.

(૧૫૮)

**કબીર! એ સંસારકુ, સમજાવું કંઈ બાર;**
**પુછજ પકડે ભેંશકો, ઉતરા ચાહે પાર.**

હું કબીર આ દુનિયાના લોકોને અસંખ્ય વખત સમજાવી સમજાવીને કહ્યા કરૂં છું કે હે ભાઇઓ! તમે આ ભેંસનું પૂછડું પકડીને નદી તરવા માગો છો તે શી રીતે તરી શકશો ?

(૧૫૯)

**મન મથુરા, દિલ દ્વારકા, કાયા કાશી જાન;**
**દસમેં દ્વારે હય દેહરા, તામે જોત પિછાન.**

તારૂં શરીર એ કાશી નગરી છે, મન મથુરા નગરી છે, અને તારૂં હ્રદય દ્વારકા એટલે પવિત્ર ધામ છે. અને તેમાં રહેલા દશમા દરવાજામાં સાક્ષાત્ પરમાત્મા છે તેની તું શોધ કર.

(૧૬૦)

**કામ ક્રોધ મદ લોભકી, જબલગ મનમેં ખાન;**
**તબ લગ પંડિત મુરખહિ કબીર એક સમાન.**

જ્યાં સુધી કહેવાતા પંડિતના મનમાં કામ વાસના, ક્રોધ, મદ, લોભ આદિ દુર્ગુણો ભરેલા છે, ત્યાં સુધી એ પંડિત અને તેની કથા સંભાળનારા લોકો પણ બન્ને સરખાજ મૂર્ખા છે.

(૧૬૧)

**પઢ પઢ ઔર સમજાવહિ, ન ખોજે આપ શરીર;**
**આપહિ સંશયમેં પડા, યું કહે દાસ કબીર.**

જે મનુષ્ય પુસ્તકોનું ઉપરચોટિયું જ્ઞાન મેળવી બીજાઓને બોધ આપે છે પણ તેને પોતાને "ઈશ્વર ક્યાં વસે છે" "પોતે કોણ છે" એ રહસ્યનું જ્ઞાન નહી હોવાથી તે કાંઈ સમજી શકતો નથી તેથી પોતેજ શંકામાં પડી જાય છે એટલે તે બીજાઓને સાચો બોધ આપી શકતો નથી.

(૧૬૨)

**લીખનાં, પઢનાં, ચાતુરી, એ સબ બાતાં સહેલ;**
**કામ દહન મન વશકરન, ગગન ચઢન મુશ્કેલ.**

લખવું, વાંચવું તથા મોંહોડાની વાતોમાં ચતુરાઇ બતાવવી એ બાબતો જેટલી સરળછે તે કરતાં દશગણી મુશ્કેલ બાબતો વિકારને વશ ન થવું, મનને કાબુમાં રાખવું તથા ઈશ્વરને પહોંચવું એ છે.

(૧૬૩)

**જ્ઞાની ગાથા બહુ મિલે, કવિ પંડિત અનેક;**
**રામ રાતા ઔર ઇંદ્રિ જીતા, કોટી મધે એક.**

મ્હોડેથી જ્ઞાનની વાતો કરનારા ઘણા મળે છે, કવિઓ, પંડિતો પણ અનેક મળે છે; પરંતુ ઈશ્વરના ધ્યાનમાં લિન રહેનારા તથા

જેણે પોતાની તમામ ઇન્દ્રીયો ઉપર કાબુ મેળવ્યો છે એવો તો કરોડોમાં એકાદજ મળી શકે છે.

(૧૬૪)

**તારા મંડલ બેઠકે, ચંદ્ર બડાઈ ખાય,**
**ઉદય ભયા જબ સૂર્યકા, સબ તારા છુપ જાય.**

રાત્રે તારામંડળમાં બેઠેલો ચન્દ્ર પોતાની મોટાઈનાં બણુગા ફૂકે છે પરંતુ જયાં સૂરજ ઊગવા માંડે છે, ત્યાં તારાઓ તો એક પછી એક અદ્રષ્ય થઈ જાય છે અને બડાઈ મારનારો ચંદ્ર પણ દ્રષ્ટિએ પડતો નથી. તેવી રીતે પુસ્તકીયા જ્ઞાનવાળાની જ્ઞાનની વાતો અભણ આગળ ચાલે છે, ખરો જ્ઞાની મળતા એનું પોગળ ફૂટી જાય છે.

(૧૬૫)

**કુલ મારગ છોડા નહિં, રહા માયામેં મોહ;**
**પારસ તો પરસા નહિં, રહા લોહાકા લોહ.**

માણસ ગમે તેટલો જ્ઞાની થાય, પણ ખરાબ કામ કરતાં ખચકાય નહી અને માયામાંથી મન કાઢી ન લે ત્યાં સુધી એ મનુષ્ય પવિત્ર શકતો નથી. જેમ લોઢાને પારસમણી અડતાંજ લોઢાનું સોનું થાય છે તેમ સદ્ગુરૂ, સદ્જ્ઞાન કે સતદેવરૂપિ પારસમણીનો જ્યાં સુધીસ્પર્શ થયો નથી ત્યાં સુધી જેમ લોઢું સોનું બની શકતું નથી તેમ તે માણસ પવિત્ર થઈ શકતો નથી.

(૧૬૬)

**પોથી પઢ પઢ જગ મુવા, પંડિત ભયા ન કોય;**
**અઢાઇ અક્ષર પ્રેમકા, પઢે સો પંડિત હોય,**

પોથાં વાંચીને પોપટીયું જ્ઞાન મેળવીને તો ઘણાય નાશ પામ્યા પરંતુ કોઈ સાચો પંડિત થયો નહિ. જે મનુષ્ય ' હરિ ' ( પરમાત્મા ) શબ્દને સાચી રીતે પિછાની શકે છે તેજ મનુષ્ય ખરો પંડિત યાને જ્ઞાની થઈ શકે છે.

(૧૬૭)

**આત્મ તત્ જાને નહિં, કોટી કથે જ્ઞાન;**
**તારે તિમિર ભાગે નહિં, જબ લગ ઉગે ન ભાન.**

માણુસ જ્ઞાનની ગમે તેટલી વાતો કરે પરંતુ જ્યાં સુધી આત્માના તત્ત્વનું જ્ઞાન તેને થયું નથી, ત્યાં સુધી તેનો અંધકાર ( અજ્ઞાન દુર થશે નહી ) મટવાનો નથી. જેવી રીતે તારાઓ ગમે તેટલા પ્રકાશે પરંતુ સૂરજ ઊગે નહિ ત્યાં સુધી અંધારૂં નાશ પામતું નથી.

(૧૬૮)

**રામ ઝરોખે બૈઠ કર, સબકા મુજરા લેત;**
**જીનકિ જૈસી ચાકરી, તિનકો તૈસા દેત.**

પરમાત્મા ઝરૂખામાં બેસીને બધાનો હિસાબ લે છે, જે માણુસની જેટલી સેવા હોય છે તેટલો જ તે માણુસને બદલો આપે છે. ( સારી કરણીનું સારૂ ફળ મળે છે ખરાબનું ખરાબ ફળ મળે છે )

(૧૬૯)

**તિરથ ચલા નહાંનેકો, મન મેલા ચિત ચોર;**
**એકહુ પાપ ન ઉતાર્યા, લાયા મન દસ ઓર.**

મનને મલિન રાખીને જે માણુસ તિરથમાં સ્નાન કરવા માટે જાય છે તેનું મન મલિન અને ચિત્તડું ચોર હોવાથી તે એક પણ પાપથી મુક્ત થવાને બદલે બીજાં દશ ગણાં પાપ બાંધીને પાછો આવે છે.

(૧૭૦)

સાહેબકે દરબારમેં, સાચેકો સિરપાવ;
જુઠા તમાચા ખાયગા, કયા રંક કયા રાવ.

ઇશ્વરના ધામમાં પૈસાદાર માણુસ જાય કે ગરીબ માણુસ જાય તેને સરખોજ ન્યાય મળે છે જેની કરણી સારી હશે તેને સુખ મળશે અને ખોટી કરણીવાળાને શિક્ષા ખમવી પડશે.

(૧૭૧)

દાતા નદિ હે એક સમ, સબ કોઇકો દેત;
હાથ કુંભ જીસકા જેસા, તેસા હિ ભર લેત.

ઇશ્વર એક નદી જેવો છે, જે પોતાનું પાણી બધાંઓને છૂટથી ભરવા દે છે, પરંતુ માણુસ પોતાના હાથમાં જેવડો ઘડો (નાનો કે મોટો) લઇને આવે છે તેટલું તે પાણી ભરી લઇ શકે છે. તાત્પર્ય એકે માણુસ જેવી કરણી કરે છે તે પ્રમાણે સુખ દુઃખ પ્રાપ્ત કરી શકે છે.

(૧૭૨)

કરતાકે તો ગુન ઘને, અવગુન એકે નાહિ;
જો દિલ ખોજું આપનાં, સબ અવગુન મુજ માંહિ.

ઇશ્વર તો ગુણોની ખાણુ છે, એનામાં એકે પણુ અવગુણુ નથી; પરંતુ પામર માણુસ જો તેનું દિલ ઉઘાડીને તપાસશે તો તેને પોતાની અંદર અવગુણોની ખાણુ ભરેલી માલમ પડશે.

(૧૭૩)

**કબીર ! હમ તો ઘર કિયા, ગલ કટોંકે પાસ;**
**કરેગા સો પાવેગા, તું કયું ફિરે ઉદાસ ?**

કબીર ખાટકી વાડામાં રહેતા હોવાથી તેમને કોઇએ સવાલ કર્યો કે તમે ખાટકીઓની પાસે શા માટે રહો છો ? ત્યારે કબીરે જવાબ આપ્યો કે જે જેવું વાવશે તેવું તે લણશે, હું તો કંઈ ખાટકીનું કામ કરતો નથી; પછી તમારે શા માટે મારી ચિંતા કરવી જોઈએ ?

(૧૭૪)

**જબ તું આયો જગતમેં, લોક હસે તૂ રોય;**
**એસી કરની મતિ કરો, કે પિછે હસે કોય.**

હે જીવ ! જ્યારે તું આ જગતમાં જન્મ લે છે ત્યારે તું રૂવે છે અને લોકો હશે છે પરંતુ જગતમાં આવ્યા પછી તું એવાં કર્મ ન કરતો કે જેથી કરીને તારા ગયા પછી લોકો હસે. ( સારૂ થયું કે એ મુઓ એવું ન કહે પણ તારા મરણની ખોટ લોકોને લાગે તોજ ત્હારૂ જન્મવું સફળ છે. )

(૧૭૫)

**સાચ બરાબર તપ નહિં જુઠ બરાબર પાપ;**
**જાકે હૃદય સાચ હય, તાકે હૃદય આપ.**

સત્યનાં જેવું કોઈ તપ નથી, અસત્યના જેવું કોઇ પાપ નથી; જેના હૃદયમાં સત્ય હોય છે તેના હૃદયમાંજ સાચો ઇશ્વર પ્રકટે છે. ( તેને ઇશ્વર મળે છે )

(૧૭૬)

**તિરથ વૃત્ત સબ કરે, ઉંડે પાની નહાય;**
**રામ નામ નહિં જપે, કાલ ગ્રાસે જાય.**

જે માણુસ તીર્થો કરે, વ્રત, કરે, ઊંડા પાણીમાં ન્હાય પરંતુ તે માણુસ જો રામ નામનો જપ નથી કરતો તો તે કાળનો કોળિયો થઈ જાય છે અર્થાત જન્મ મરણના ફેરા ફર્યા કરવાનોજ.

(૧૭૭)

**કાશી કાંઠે ઘર કરે, નહાવે નિર્મલ નીર;**
**મુક્તિ નહિ હરિનામ બિન, યું કહે દાસ કબીર.**

માણુસ કાશી કાંઠે વાસ કરીને રહે, પવિત્ર ગંગા જળમાં સ્નાન કરે, પરંતુ કબીર કહે છે કે જ્યાં સુધી ઇશ્વરના નામનો માણુસના હૃદયમાં વાસ થયો નથી હોતો ત્યાં સુધી તેને મુક્તિ મળતી નથી.

(૧૭૮)

**જપ તપ તીરથ સબ કરે, ઘડી ન છાંડે ધ્યાંન;**
**કહે કબિર ભક્તિ બિનાં, કબુ ન હોય કલ્યાંન.**

માણુસ જપ કરે, તપ કરે, તીરથ કરે, ઈશ્વરનું અખંડ ધ્યાન પણ ધરે; પરંતુ જો માણુસ ઇશ્વરને તન, મન, ધન અર્પણ કરી સ્વાર્થ વગર ભજે છે તોજ મુક્તિ મળે છે. સકામ ભક્તિથી તેનું કદી કલ્યાણ થતુંજ નથી.

(૧૭૯)

**કો એક બ્રાહ્મણ મશકરા, વાકો ન દીજે દાંન;**
**કુટુંબ સહિત નર્કે ચલા, સાથ લિયે જજમાંન.**

જે બ્રાહ્મણમાં બ્રાહ્મણના સદ્દગુણો હોતા નથી પણ મશ્કરો અને ટીખળીખોર હોય એ બ્રાહ્મણ પાસે કોઈએ ધાર્મિક ક્રિયા કરાવવી નહિ; કારણકે આવી ક્રિયા કરવાને તે અયોગ્ય છે; તે પોતેતો નર્કે જાય છે પરંતુ પોતાના યજમાનને પણ સાથે નર્કમાં લેતો જાય છે.

(૧૮૦)

**કબીર! પંડિતકી કથા, જૈસી ચોરકી નાવ;**
**સુન કર બૈઠે આંધલા, ભાવે ત્યોં ભરમાવ.**

હે કબીર! પુસ્તકિયા પંડિતની કથા સાંભળવી એ ચોરની હોડીમાં આંધળાને બેસાડવા બરાબર છે. આંધળો માણસ હોડીવાળો ક્યાં લઈ જાય છે તે જાણી શકતો નથી તેવી રીતે પુસ્તકીયા પંડીત પુસ્તકની અંદરનું ખરૂ રહસ્ય સમજાવી શકતો નથી તેથી કથા સાંભળનારને એની કથામાં કાંઈ જાણવાનું મળતું નથી.

(૧૮૧)

**મન કપડા મેલા ભયા, ઈનમેં બહોત બિગાર;**
**યે મન કૈસે ધોઇએ, સંતો કરો બિચાર.**

હે સંતો! બ્હારના શરીરની અને કપડાની સફાઇમાં મન ન રાખો, પણ મન રૂપી કપડું મેલું થવાથી મનમાં એટલો બધો બગાડ થયો છે કે તેને કેવી રીતે ધોઈ શકાય? એ બાબતનો વિચાર કરવા જેવો છે.

(૧૮૨)

**કબીર! મન નિશ્ચલ કરો, ગોવિંદકે ગુન ગાય;**
**નિશ્ચલ બિના ન પાઇયેં, કોટીક કરો ઉપાય.**

પરમાત્માના ગુણ ગાઈ ગાઈને તેનો ચેપ મનને લગાડવો જોઇએ તથા બીજા વિચારોને મનમાં આવતા અટકાવવા જોઈએ એટલે મન શાંત થશે, એ શીવાય બીજા કરોડો ઉપાયો કરશો તો પણ મન શાંત થવાનું નથી.

(૧૮૩)

**એક શબ્દ સુ પ્યાર હય, એક શબ્દ કુ પ્યાર;**
**એક શબ્દે સબ દુશમન, એક શબ્દે સબ યાર.**

એક સારો શબ્દ પ્રેમથી ભરેલો હોય છે તથા બીજો એક ખરાબ શબ્દ ધિક્કારથી ભરેલો હોય છે એકજ શબ્દથી ઘણા દુશ્મન ઉભા થાય છે તથા બીજા એક શબ્દથી ઘણા મિત્રો થાય છે. શબ્દ શબ્દમાં પણ ફેર છે.

(૧૮૪)

**શબ્દ સરિખા ધન નહિં, જો કોઈ જાને બોલ;**
**હિરા તો દામે મિલે, પર શબ્દ ન આવે મોલ.**

જો કોઇ માણસ બોલવાની કળા જાણતો હોય તો સારી વાણી જેવું બીજું કોઈ ધન નથી કારણ કે હીરો તો ગમે તેટલુ મૂલ્ય આપીને મેળવી શકાય છે પરંતુ મીઠી વાણીની કિંમતજ થઈ શકતિ નથી.

(૧૮૫)

**માલા તિલક બનાયકે, ધરમ બિચારા નહિં;**
**માલા બિચારી કયા કરે, મેલ રહા મન માંહિં.**

તું હાથમાં માળા લે તથા કપાળ પર તિલક કરે પરંતુ આ બધી ઉપરની ક્રિયા કરવા ઉપરાંત ધર્મનું ખરૂં રહસ્ય સમજે નહી ત્યાગ કરવાના ધર્મનું તું પાલન ન કરે, ઇંદ્રિયોના ભોગો ભોગવવાના વિચારો

મનમાંથી કાઢી ન નાંખે ને પછી તને ભગવાન મળે નહિ તો તેમાં માળા શું કરે. કારણકે તારા મનનો મેલ તો એમને એમ રહેલોજ છે.

(૧૮૬)

**તનકો જોગી સબ કરે, મનકો કરે ન કોય;**
**મનકો જોગી જો કરે, સો ગુરૂ બાલક હોય.**

યોગીનો વેશ પહેરીને યોગી બનાવનાર ઘણાય માણસો હોય છે, પણ મનને યોગી ( હુંપણા રહિત ) કોઇ કરતુ નથી પરંતુ જે ગુરુમહાત્મા એકવાર પોતાના મનને નિર્મળ કરે છે તો તે બાળકસ્થિતિએ ( રાગ, મમતા, અદેખાઇ વગરના ) પહોંચેલા છે એમ માનવું.

(૧૮૭)

**મન મેલા તન ઉજળા બગલા કપટી અંગ;**
**તાતે તો કૌવા ભલા, તન મન એકહિ રંગ.**

મનમાં પાપ ભર્યું હોય અને શરીર ચોકખું હોય (સાધુનો ભગવો વેશ ધરેલો હોય ) એવા બગલા જેવા કપટી સાધુઓ ઘણા હોય છે. એવા કપટી બગલા કરતાં શરીર અને મન બન્ને જેના કાળાં છે તેવા કાગડાઓ સારા. ( એટલે ઉપરના વેશથી કોઇ ઠગાય નહી )

(૧૮૮)

**કાયા દેવલ મન ધજા, બિષય લહેર ફિરાય;**
**મનકે ચલતે તન ચલે, તાકા સર્વસ્વ જાય.**

શરીર રૂપી દેવળ ઉપર મન રૂપી વાવટો ઉડી રહયો છે, જે વિષય વાસના રૂપી પવનની લહેરથી ઉડયા કરે છે. મનની દોરવણી મુજબ જે પોતાની ઈંદ્રીઓને ઈંદ્રીયોના ભોગો ભોગવવા જવા દે છે તે

માણુસ દુઃખી થાય છે, તેનુ સર્વસ્વ નાશ પામે છે. ( માટે કબીરજી કહે છે ઈંદ્રીયોને કાબુમાં રાખ )

(૧૮૯)

**કઠન બચન બિખસેં બુરા, જાર કરે સબ છાર;**
**સંત બચન શિતલ સદા, બરખે અમરત ધાર.**

કડવી અને કર્કશ વાણી ઝેરથી પણ ખરાબ છે. કારણ તે શબ્દો માણુસોને બાળી નાંખે છે એટલા માટે સાધુ પુરૂષો હંમેશા મીઠી વાણીમાં બોધ આપે છે, જે અમૃતની ધારની માફક દિવ્ય શાંતિ આપે છે.

(૧૯૦)

**કૌવે કિસકા ધન હરા, કોયલ કિસકો દેત ?**
**મિઠા શબ્દ સુનાયકે, જગ અપના કર લેત.**

કાગડો કોઇનું ધન લઈ જતો નથી, કોયલ કંઇ કોઇને આપી દેતી નથી છતાં બન્ને પોત પોતાની વાણીથી માણુસને દુઃખ અને સુખ આપી શકે છે; કડવો શબ્દ તિરસ્કાર પેદા કરે છે તથા મીઠો શબ્દ આખા જગતને વશ કરી લે છે.

(૧૯૧)

**મિઠા સબસે બોલીયે, સુખ ઉપજે કછુ ઓર;**
**એહિ વશીકરન મંત્ર હય, તજીયે બચન કઠોર.**

બધાની સાથે બોલવામાં મીઠી વાણી વાપરવી મીઠો શબ્દ બોલવાથી સામા માણુસના દીલમાં સુખ ઉપજે છે; કારણ મધુર વચન એ વશીકરણુ મંત્ર છે માટે કડવો શબ્દ બોલવાનું સદંતર મૂકી દેવું જોઇએ.

(૧૯૨)

**માલા પહેરે કોન ગુન, મનકી દુબધા ન જાય;**
**મન માલા કર રાખીયે, હરિ ચરન ચિત્ત લાય.**

જ્યાં સુધી મન ભટકયા કરે છે ત્યાં સુધી માળા પહેરવાથી કંઇ કામ સરતું નથી. મનની ચંચળતા દૂર કરી તેને ભટકતું અટકાવી મનની માળા કરવી અને તેને ઇશ્વરના ચરણમાં જોડવામાંજ સાચી સાર્થકતા છે.

(૧૯૩)

**સાકુંથ ભલેહિ સરજયા, પર નિંદા કરંત;**
**પરકો પાર ઉતાર કે, આપહિ નર્ક પરંત.**

કબીરજી કહે છે દુનિયામાં બીજાઓની નિંદા કરનારા અજ્ઞાની માણુસો હોય તે સારા કારણુ કે તેઓ નિંદા કરીને બીજા પાપ ધોઇ નાખે છે અને તે પોતે લઇને નર્કમાં પડે છે. આથી સામો માણુસ તો સુખી થાય છે પરંતુ નિંદા કરનાર નર્કે જાય છે.

(૧૯૪)

**હરિજન આવત દેખકે, મોંહડો સુક ગયો;**
**ભાવ ભક્તિ સમજયો નહિં, મુરખ ચુક ગયો.**

હરિ ભક્તને સામેથી આવતો જોઇને જે માણુસનું મોઢું પડી જાય છે તે સાચી હરિ ભકિતનું રહસ્ય સમજતો નથી; તેથી પોતાને મળેલી સોનેરી તક તે ગુમાવી બેસે છે.

(૧૯૫)

**પૂર્વ જનમકે ભાગસે, મિલે સંતકો જોગ;**
**કહે કબીર સમજે નહિ, ફિર ફિર ઇચ્છે ભોગ.**

કોઈ સાધુ પુરૂષનો સમાગમ થાય તો કબીર કહે છે કે પૂર્વ જન્મના પુણ્યના ફળ રૂપે પોતાને સાધુપુરૂષનો સમાગમ થયો છે એવું જે માણસ સમજતો નથી તેજ સતસંગ છોડીને દુનિયાના ક્ષણભંગુર ભોગોમાં રચ્યો પચ્યો રહે છે.

(૧૯૬)

**જહાં જૈસી સંગત કરે, તહાં તૈસા ફલ ખાય;**
**હરિ મારગ તો કઠન હય, કયું કર પેઠા જાય ?**

માણસ જેવી સોબત કરે છે તેવું ફળ તેને મળેજ છે. ઈશ્વરને મળવાનો માર્ગ તો ઘણો કઠણ છે; અજ્ઞાની સંયમ વગરનો માણસ ઈશ્વરને મેળવી શકતો નથી. ( ઇશ્વરનો સાક્ષાતકાર કરવા ઇંદ્રીયોના ભોગો તજવા જોઇએ )

(૧૯૭)

**ઉજડ ઘરમેં બેઠકે, કિસકા લિજે નામ ?**
**સાકુંથ કે સંગ બેઠકે, કયું કર પાવે રામ ?**

ખંડીએર ઘરમાં આપણે જઇએ તો તેમાં કોઇ ન હોવાથી આપણે ઘરમાં કોને નામથી બોલાવીએ ? તેવીજ રીતે અજ્ઞાનીની સાથે મૈત્રી કરીએ તો પછી ઇશ્વર આપણને કેવી રીતે મળી શકે ?

(૧૯૮)

**હરિજનકી કુતિયા ભલિ, બુરી સાકુંથકી માય;**
**વોહ બેઠી હરિગુન સુને, વાં નિંદા કરત દિન જાય.**

અજ્ઞાનીની માતાની સોબત કરતાં હરિજનની કુતરીની સોબત સારી; કારણકે પેલી કુતરી તો હરિભક્તને ત્યાં હરિકીર્તિન કે હરિ કથા થાય છે તે સાંભળી કાન પવિત્ર કરી શકે છે પરંતુ અજ્ઞાનીનીને ત્યાં તો આખો દિવસ ઇશ્વરની નિંદાજ થયા કરે છે.

(૧૯૯)

**હરિજનકી લાતા ભલી, બુરી સાકુંથકી બાત;**
**લાતો મેં સુખ ઉપજે, બાતે ઈજ્જત જાત.**

અજ્ઞાની માણુસોની વાતો સાંભળવા કરતાં હરિજનોની લાતો ખાવી સારી; કારણ કે હરિજનની લાતો ખાવાથી આપણને સુખ મળે છે પરંતુ અજ્ઞાનીની વાતો સાંભળતાં આબરૂ જાય છે.

(૨૦૦)

**એક ઘડી આધી ઘડી, ભાવ ભજનમેં જાય;**
**સત સંગત પલહી ભલી, જમકા ધકા ન ખાય.**

જો એક પળ, અડધીપળ અથવા પળનો થોડામાં થોડો ભાગ પણ જો તું ખરા ભાવથી ઇશ્વરનું ભજન કરવામાં ગાળીશ અને એકાદ પળ જો તું સંતમહાત્માનો સહવાસ કરીશ તો તું જન્મ મરણના ફેરામાંથી બચી જઇશ.

(૨૦૧)

**કબીર, સેવા દો ભલી, એક સંત એક રામ;**
**રામ હય દાતા મુક્તિકા, સંત જપાવે નામ.**

ઓ કબીર! સાધુ જનની અને ઇશ્વરની એમ બેની સેવા કરવામાંજ તારૂં હિત સમાયેલું છે. કારણ ઈશ્વરની સેવા માણુસને જન્મ મરણના ફેરામાંથી બચાવે છે તથા સાધુ જનની સેવા ઈશ્વરના નામની મોહીની લગાડીને મોક્ષ અપાવે છે.

(૨૦૨)

**સંત વૃક્ષ હરિનામ ફલ, સતગુરુ શબ્દ વિચાર;**
**એસે હરિજન ના હતે, તો જબ મરતે સંસાર.**

સંત પુરૂષ રુપી વૃક્ષ છે, ઈશ્વરના નામ રૂપી તેનું ફળ છે, અને સદ્‌ગુરૂ એ તેનો પ્રકટ થયેલો શબ્દ છે. એવા હરિજનો જો આ જગતમાં ન હોય તો આખો સંસાર બળી મરત. (જ્ઞાન આપનાર પરગજુ મહાત્માઓ દુનિયામાં ન હોત તો સંસારમાં લોકોને અજ્ઞાનને લીધે જે દુઃખો ભોગવવા પડે છે તેમાંથી છુટવાનો કોણ માર્ગ બતાવત.)

(૨૦૩)

**આશા તજે માયા તજે, મોહ તજે અરૂ માન;**
**હરખ શોક નિંદા તજે, સો કહે કબીર સંત જાન**

કબીર કહે છે કે સંત પુરૂષ તો ખરેખરો એજ છે કે જેણે આશા, માયા, મોહ, માન, હરખ, શોક, નિંદા એ બધાંનો સદંતર ત્યાગ કર્યો છે. જેનું હું પણુ જતું રહ્યું છે અને જે સુખ અને દુઃખમાં નિંદામાં અને સ્તુતિમાં મનનું સમતોલપણુ જાળવી રાખે છે.

(૨૦૪)

**સંત સોઈ સહરાઈયે, જીને કનક કામિની ત્યાગ;**
**ઔર કછુ ઇચ્છા નહિં, નિશદિન રહે અનુરાગ.**

જે માણુસે પૈસો તથા સ્ત્રીનો ખ્યાલ તજી દીધો છે, તથા જેને કોઈ પણ જાતની ઇચ્છા નથી અને જે પરમેશ્વરના ધ્યાનમાં પ્રેમથી રાત દિવસ એક ચીત્તથી રહે છે તે માણુસને સંત પુરૂષ અવશ્ય લેખવો.

(૨૦૫)

**આસન તો એકંત કરે, કામિની સંગત દૂર;**
**શિતલ સંત શિરોમણી, ઉનકા એસા નૂર.**

સંતલોકોના મનમાં ઇંદ્રીયોના ભોગ ભોગવવાની ઇચ્છા ન હોવાથી તેઓ હંમેશાં એકાંત સેવન કરે છે, ( સ્ત્રીઓથી દૂર રહે છે ) એવા ઠંડા સ્વભાવવાળા સંતોનું તેજ ઘણું ચમકતું હોય છે.

(૨૦૬)

**જબલગ નાતા જાતકા, તબલગ ભગત ન હોય;**
**નાતા તોરે હરિ ભજે, ભગત કહાવે સોય.**

માણસ જ્યાં સુધી નાત જાતનો તફાવત રાખીને રહે છે (હું ઉંચી કે હલકી નાતનો છું.) ત્યાં સુધી એને સાચો ભગત કહી શકાય નહિ, પણ જ્યારે એ નાત જાતને તોડીને સાચા હૃદયથી ઇશ્વરને ભજે છે ત્યારેજ તેને સાચો ભક્ત ગણી શકાય.

(૨૦૭)

**સાધુ નદી જલ પ્રેમરસ તહાં પછાલો અંગ;**
**કહે કબીર નિર્મલ ભયે, સાધુ જનકે સંગ,**

સાધુપુરૂષ એ નદી જેવો છે, નદીના પાણીથી શરીરનો મેલ દૂર થાય છે તેવી રીતે સાધુ પુરૂષની વાણી ઇશ્વરના નામની મોહની લગાડી મનનો મેલ દૂર કરે છે.

(૨૦૮)

**જીવન જોબન રાજમદ, અવિચલ રહા ન કોય;**
**જા દિન જાય સતસંગમેં, જીવનકા ફલ સોય.**

માણસની જીંદગી, યુવાની અને મોટાઇ—આમાંનું એક પણ લાંબો વખત ટકી શકે તેમ નથી. પરંતુ જે વખત સાધુપુરૂષના સમાગમમાં પસાર થાય છે તેજ સાર્થક લેખાય છે.

(૨૦૯)

**પરબત પરબત મેં ફિરા, કારન અપને રામ;**
**રામ સરિખા જન મિલા, તિને સરિયા કામ.**

રામ કહેતાં ઈશ્વરની શોધમાં હું પર્વતે પર્વતે ભટક્યો પરંતુ જ્યારે મને ઈશ્વરને જાણનારો સંતજન મળ્યો ત્યારે મારૂં કામ સફળ થયું.

(૨૧૦)

**મથુરા ભાવે દ્વારકા, ભાવે જા જગન્નાથ;**
**સત સંગત હરિકુ-ભક્તિ બિના કછુ ન આવે હાથ,**

મથુરાં, દ્વારકાં અથવા જગન્નાથ ગમે ત્યાં તમે જાઓ પરંતુ જ્યાં સુધી તમને સંતજનનો સમાગમ થશે નહિ ત્યાં સુધી તમારા અંતરમાં ઈશ્વર પ્રત્યેની ભકિતનો ભાવ ઉત્પન્ન થવાનો નથી અને ત્યાં સુધી ઇશ્વરને મેળવવાના તમારા બધા પ્રયત્નો વ્યર્થ છે.

(૨૧૧)

**કામકથા સુનિયે નહિં, સુનકે ઉપજે કામ;**
**કહે કબીર બિચારકે, બિસર જાય હરિનામ.**

કબીરજી કહે છે કે નાશવંત પ્રેમની વાતો તારે કદી પણ સાંભળવી નહિ કારણ તેથી મનમાં કામવિકાર પેદા થાય છે અને રામ નામથી વિમુખ થવાય છે, તથા ઇશ્વરનું નામ પણ યાદ આવતું નથી.

(૨૧૨)

**સંગત કિજે સંતકી, હરે સબકી વ્યાધ;**
**ઓછી સંગત નિચકી, આઠો પહોર ઉપાધ.**

સંત જનોની સોબત કરવાથી આપણા બધા દુઃખોનું નિવારણ થાય છે, અને નીચ માણસોનો સંસર્ગ કરવાથી આઠે પહોર હમેશાં આપણી ઉપાધિઓ વધે છે અને આપણાં દુઃખોમાં વધારો થયાજ કરે છે.

(૨૧૩)

**સંત મિલે તબ હરિ મિલે, યું સુખ મિલે ન કોય;**
**દર્શન તે દુરમન કરે, મન અતિ નિર્મલ હોય.**

પવિત્ર માણુસ મળે તો તેના જેવું બીજું સુખ નથી કારણ તેમના દર્શનથી તો સાક્ષાત ભગવાનનીજ પ્રાપ્તિ થાય છે. એવા પવિત્રઆત્માના સહવાસથી દિવ્ય દર્શનનો લાભ મળે છે, અને તેમના પ્રતાપથી મન નિર્મળ થાય છે.

(૨૧૪)

**માંસ અહારી માનવી, પ્રત્યક્ષ રાક્ષસ જાન;**
**તાકી સંગત મત કરો, હોય ભજનમેં હાન.**

માંસ ખાનારો માણુસ દેખીતોજ રાક્ષસ છે. તેની સાથે સ્નેહ કદીપણુ કરવો નહિ; કારણુ કે એની સોબત કરવાથી ભગવાનની ભક્તિમાં વિક્ષેપ પડે છે.

(૨૧૫)

**દયા દીલમેં રાખીયે, તું કયું નિર્દય હોય;**
**સબહિ જીવ હય સાંઇકા, કિડી કુંજર સોય.**

તારે હૃદયમાં પ્રાણી માત્ર પ્રત્યે દયા રાખવી જોઇએ. તારે શા

માટે નિર્દય થવું જોઇએ ? કારણ કે આ પૃથ્વી ઉપરના સઘળા જીવોને પરમેશ્વરે પેદા કર્યા છે તે પછી કીડી હોય કે હાથી હોય, એ સઘળી ઈશ્વરની લીલા છે.

(૨૧૬)

**સાહેબકે દરબારમેં, કયું કર પાવે દાદ;**
**પહેલે કામ બુરા કરે, બાદ કરે ફરિયાદ.**

ઇશ્વરના દરબારમાં તારી ફરીયાદ કોણ સાંભળશે ? પ્રથમ તું ખરાબ કામો કરે છે અને પછી તારા ખરાબ કામના ફળ રૂપે તારા ઉપર દુઃખ પડે છે ત્યારે ઈશ્વરની દયા માંગે છે. તે તને શી રીતે મળે.

(૨૧૭)

**જીહ્યા જીને વશ કરી, તિને વશ કિયા જહાંન;**
**નહિ તો અવગુન ઉપજે, કહે સબ સંત સુંજાન.**

જેણે પોતાની જીભના સ્વાદને વશ કર્યા છે તેણે આ સઘળી દુનિયા જીતી લીધી છે. પરંતુ જે પોતાની જીભને તાબે થઇને ગમે તેવા જીભના સ્વાદને સંતોષે છે તેના શરીરમાં અનેક રોગો થાય છે. સંત પુરુષોનું આ કહેવું છે.

(૨૧૮)

**ખાટા મીઠા ખાય કર, કરે ઇંદ્રિઓકા ભોગ;**
**સો કૈસે જા પહોંચે, સાહેબજી કે લોગ.**

જે માણુસ ખાટુંમીઠું ખાયા કરીને ઇંદ્રીઓના ભોગ ભોગવવામાં તલ્લીન રહે છે એ માણુસ પછી સ્વર્ગલોકમાં શી રીતે પહોંચી શકે ?

ખાઇપીને ઈંદ્રીયોના વિષયોમાં મસ્ત રહેનારનું એ શિવાય બિજા કશામાં મન રહેતુંજ નથી.

(૨૧૯)

**દયા ધર્મકો મુલ હયે, પાપ મુલ અભિમાન;**
**કબીર, દયા ન છોડીયે, જબલગ ઘટમેં પ્રાન.**

દયા એ ધર્મનો પાયો છે, તથા પાપનો પાયો ગર્વ છે. કબીર કહે છે કે જ્યાં સુધી આ શરીરમાં જીવ હોય ત્યાં સુધી કોઈ પણ માણસે દયા છોડવી ઘટતી નથી. (જે માણસને સુખી થવું હોય તેને દરેક જીવ ઉપર દયા રાખવી કે જેથી ઈશ્વરની કૃપા એના ઉપર ઉતરે)

(૨૨૦)

**દયા સબહિ પર કિજીયે, તું ક્યું નિર્દય હોય?**
**જાકી બુદ્ધિ બ્રહ્મમેં, સો ક્યું ખૂની હોય?**

સઘળાં પ્રાણી માત્ર પર માણસે દયા રાખવી જોઈએ, માણસે કોઇપણ પ્રકારે નિર્દય (દયા વગરના) થવું ન જોઇએ. જે માણસની બુદ્ધિ બ્રહ્મમાં એટલે ઈશ્વરમાં પરોવાએલી છે તે માણસ કોઈ પણ રીતે ખૂની થઇ શકતો નથી.

(૨૨૧)

**મનકી શંકા મેટ કર, નિશંક રહે નિરધાર;**
**નિશ્ચય હોય સો હોયગા, જો કરસી કિરતાર.**

તારા મનની શંકા કાઢી નાખીને બીજા ઉપર આધાર રાખવાનું છોડી દે જે ઇશ્વર કરશે તેજ થવાનું છે એમાં જરાપણ ફેર પડવાનોજ નહી એ ચોક્કસ ખાતરીથી માનજે.

(૨૨૨)

**તેરા વેરી કોઇ નહિ, તેરા વેરી ફયેલ;**
**અપને ફયેલ મિટા લે, ફિર ગલી ગલી કર સહેલ.**

તારો દુશ્મન કોઈ નથી, તારો દુશ્મન તારા પોતાના કુકર્મો છે. કુકર્મો કરવાનું છોડી દે અને પછી જ્યાં જ્યાં તું જઈશ, ત્યાં ત્યાં તને યશ મળશે ( અર્થાત્ તું સુખી થઈશ )

(૨૨૩)

**આતાલ જા, પાતાલ જા, કે ફોડ જા બ્રહ્માનંદ;**
**કહે કબીર ના મીટે, દેહ ધરેકા દંડ.**

કબીર કહે છે કે માણસ આકાશમાં જાય કે પાતાલ જાય, આખું બ્રહ્માંડ ઘુમીને એ બહાર નીકળે પરંતુ દુનિયામાં જન્મ લેનાર દરેક માણસને પોતાના કર્મનાં ફળ હરકોઇ ઉપાયે ભોગવવાંજ પડે છે. ( જેવું જે કરે છે તેવું તે ભોગવે છે )

(૨૨૪)

**કબીરા રેખા કરમકી, કબુ ન મિટે રામ;**
**મેટનહાર સમર્થ હય, પર સમજ કિયા હય કામ.**

હે કબીર! કર્મની રેખા કોઈ પણ દિવસ ભૂંસી શકાતી નથી. શ્રી પરમાત્માએજ તેને સર્જેલી છે, અને તેજ તેને ભૂંસી નાખવાને સમર્થ છે. ઘણા વિચારપૂર્વક પરમાત્માએ આ કર્મની રેખા દોરી છે.

(૨૨૫)

**બખ્ત કહો ભાયગ કહો, નસીબ કહો નિરધાર;**
**હજાર નામ મનકે ધરો, મનહિ સરજનહાર.**

એને તમે કર્મ કહો, ભાયગ કહો, નસીબ કહો, ગમે તેવાં હજાર નામ એના વિષે મનમાં કલ્પી લો પરંતુ નસીબનો બનાવનાર માણુસ પોતેજ છે.

(૨૨૬)

**બખ્ત બલે ભવજલ તરે, નિર્બલ ભયા વિકાર;**
**એ સબ કિયા નસીબકા, રહે નિશ્ચય નિરધાર.**

માણુસ ભાગ્યના બળથી આ ભવસાગર તરી જાય છે. તેના સંબંધમાં જે કંઈ બને છે તે તેના પોતાનાજ બનાવેલા નસીબથી બને છે, બીજા કોઇથી તારા નશીબમાં લખેલું ફેરવી શકતું નથી એમ તું ચોક્કસ માન.

(૨૨૭)

**કરમ અપના પરખ લે, મન નહિં કિજે રીસ;**
**હરિ લિખા સો પાઇએ, પથ્થર ફોડે સીસ.**

તારાં પોતાનાં કરેલાં કર્મોનાં ફળજ તને મળે છે એમ સમજીને તું મનમાં કોઇ પણ જાતનો કંકાસ ન કરીશ. કારણુ કે ઇશ્વરે કર્મનો એવો કાયદો કર્યો છે કે માણુસ જેવાં કર્મ કરે છે તે મુજબ માણુસ સુખી દુઃખી થાય છે. પછી તે એને ફેરવવા માટે ગમે તેટલા ધમપછાડા કરે તો પણુ કર્મના ફળ ભોગવ્યા વગર છુટકો થતો નથી.

(૨૨૮)

**કિને બિના ઉપાય કછુ, દેવ કબૂ નહિ દેત;**
**ખેત બીજ વાવે નહિ, તો કયું જામે ખેત ?**

માણસને કર્મ કર્યા વગર ઇશ્વર કંઈજ આપતો નથી. ખેતરમાં બી વાવવામાં ન આવે તો પછી ધાન્ય લણવાનો વખત શી રીતે આવવાનો હતો ?

(૨૨૯)

**અનહોની હોય નહિં, હોની હોય સો હોય;**
**રામચંદ્રજી બનકું ગયે, સુખ અછત દુઃખ હોય.**

જે નથી બનવાનું તે નથી જ બનવાનું અને જે બનવાનું છે તે બન્યાજ કરે છે, રામચંદ્રજી વનમાં ગયા, સુખ મેલીને દુઃખ ભોગવવું એ એમના ભાગ્યનુંજ પરિણામ હતું. (જે કાંઇ કર્મમાં ભોગવવાનું લખેલું હોય છે તે કરોડો ઉપાયો કરવા છતાં ભોગવ્યા વગર છુટકો થતો નથી )

(૨૩૦)

**પુરબકા રવિ પશ્ચિમે, ગર જો ઉગે પ્રભાત;**
**લિખા મિટે નહિ નસીબકા, લિખા જો હરિકે હાથ.**

પૂર્વમાં ઊગતો સૂરજ કદીક જો પશ્ચિમમાં ઊગે, પણ તેથી કંઈ ભાગ્યના લખેલા લેખમાં ફેરફાર થતો નથી કારણ ભાગ્યના લેખ તો ઈશ્વરના હાથથી જ લખાય છે.

(૨૩૧)

**બુંદ પડી જો પલમેં, વોહ દિન લિખા લેખ;**
**માસા ઘટે ન તલ બઢે, જો સિર કુટો અનેક.**

જે પળે માતાના પેટમાં ગર્ભ રહે છે તે પળેજ કર્મના લેખ લખાઈ જાય છે અને તેમાંથી ગમે તેટલાં માથાં કુટવામાં આવે છતાં પણ કંઈ ફેરફાર થતો નથી.

(૨૩૨)

**પ્રારબ્ધ પહેલ્હે બનાં, પિછે બનાં શરીર;**
**કબીર અચંબા યે હય, મન નહિં બાંધે ધીર.**

પ્રથમ માણસનુ નસીબ બંધાય છે, ત્યાર પછી જન્મ થાય છે કબીર કહે છે કે નવાઈની વાત તો એ છે કે આવો કુદરતનો કાયદો હોવા છતાં માણસનું મન કેમ અધીરૂં થઇ જાય છે?

(૨૩૩)

**નિંદા હમારી જો કરે, મિત્ર હમારા સોય;**
**બિન સાબુ બિન પાંનીસે, મેલ હમારા ધોય.**

કબીર કહે છે કે જે માણસ મારી નિંદા કરે છે તેને હું મારો હિતેચ્છુ ગણું છું; કારણ કે સાબુ અને પાણી વગર તે મારાં પાપોને ધોઈ નાંખે છે એટલે મારાં પાપો તે હરી લે છે.

(૨૩૪)

**કાહુકો ન નિંદીયે સબકો કહિયે સંત;**
**કરની અપનીસોં તિરે, મિલ ભજીયે ભગવંત.**

કોઈ પણ માણસની તારે નિંદા કરવી નહી. બધા માણસોમાં જે સારા ગુણો હોય તે ખોળી કાઢીને તેમના વખાણ કર, કારણ આ જગતમાં દરેક માણસ પોતાનાં કર્મોથી તરે છે, માટે તું બધાઓની સાથે મેળ રાખીને ચાલ. અને રામ રામ કર્યા કર.

(૨૩૫)

**કુંચનકો તજવો સેહેલ, સેહેલ ત્રિયાકો નેહ;**
**નિંદા બોલ ત્યાગવો, બરો કઠીન હય યેહ.**

ધનનો લોભ તજવો સહેલો છે, સ્રીની લાગેલી લગ્ની છોડી દેવી પણ સહેલી છે, પરંતુ કોઇને નિંદા કરવાની ટેવ પડી હોય તે છોડવી એ અતિશય કઠણુ છે.

(૨૩૬)

**જુઠાકો જુઠા મિલે, અધિકા બઢે સ્નેહ;**
**જુઠેકો સાચા મિલે, તબહિ તુટે નેહ.**

બે જુઠાઓનો મેળાપ થાય તો તેમનો સ્નેહ સંબંધ વધારેને વધારે દઢ થાય છે, પરંતુ સાચા માણુસનો જુઠા માણુસ સાથે મેળાપ થાય તો તેમની દોસ્તી થોડા જ વખતમાં તૂટી જાય છે.

(૨૩૭)

**કબીર ! યહાં તો રામ હય, નંદવેકો કછુ નાહિં;**
**કિસ બિધ ગોવિંદ સેવિયે, રામ બસે સબ માંહિ.**

ઓ કબીર ! અહીં—આ જગતમાં બધાની અંદર રામ કહેતાં ઇશ્વરજ વસેલો છે. પછી એમાં તેની નિંદા કરવાનું હોય જ નહીં જ્યાં ઇશ્વરજ બધામાં વસેલો હોય ત્યાં સૌની સેવા કરવી અને ઇશ્વરના ગુણો ગાયા કરવા.

(૨૩૮)

**અતિ ભલા નહિં બોલના, અતિ ભલા નહિં ચૂપ;**
**અતિ ભલા નહિં બરસના, અતિ ભલા નહિં ધુપ.**

અતિશય વરસાદ પડે તે સારો નહિ, અને અતિશય તાપ પડે તે પણ સારૂ નહિ, તેવી જ રીતે આખો દિવસ ફોગટનો લવારો કર્યા કરવો તે ઠીક નહિ તેમ જ સાવ મિંઢાની માફક મૂંગા રહેવું તે પણ ઠીક નહિ.

(૨૩૯)

**ઝગરા નિત્ય બરાઇયે, ઝગરા બુરી બલાય;**
**દુઃખ ઊપજે ચિંત્તા દહે, ઝગરામેં ઘર જાય.**

ટંટા ફીસાદથી તું હંમેશાં દૂર રહેજે, કારણ કે કજીઓ એ તો ખરાબમાં ખરાબ લત છે. કલહથી દુઃખ થાય છે, મનમાં ચિંતા રહે છે તથા એ જ કલહમાં આખા ઘરનું સત્યાનાશ વળી જાય છે ( કહેવત છે કે કંકાસથી ગોળીના પાણી પણ સુકાઈ જાય છે )

(૨૪૦)

**વાદવિવાદ નહિં કર, કર નિત એક બિચાર,**
**રામ સમર ચિત્ત લાયકે, સબ કરનિમેં સાર.**

મિથ્યા ચર્ચા કરવાનું તું છોડી દે અને હંમેશાં તું એવા સારા વિચાર કર કે જેથી પરમાત્માંજ તારૂં ધ્યાન રહે અને તું સત્યના માર્ગે ચાલે કારણ કે આવાં પવિત્ર-પ્રમાણિક, કાર્યો કરવામાં જ જીવનનું બધું રહસ્ય સમાઇ જાય છે.

(૨૪૧)

**સબસે હિલીયે, સબસે મિલયે, સબકા લિજીયે નામ;**
**હાજી ! હાજી ! સબસે કહિયે, બસીયે અપને ઠામ.**

બધા સાથે હળવું, મળવું, અને બધાઓને માનથી બોલાવવા, બધાઓને હાજી હાજી કહેવું પરંતુ જે કરવું હોય તે તો આપણુને યોગ્ય લાગે તે જ કરવું. (કોઇની સાથે તોછડાઇથી બોલવું નહી પણ મીઠા શબ્દથી બોલવું, જેથી કડવાસ કોઈની સાથે થાય નહિ.)

(૨૪૨)

**નારી દિસા ન દેખિયે, દેખ ન કિજે દોર;**
**દેખતેહિ બિખ ચઢે, મન બ્યાપે કછુ ઓર.**

કબીરજી કહે છે કે જ્યાં સ્ત્રી હોય તે દિશાએ નજર કરીશ નહિ, અથવા સ્ત્રીને જોવા માટે દોડધામ પણુ કરીશ નહિ. કારણુ કે સ્ત્રીને દેખતાંજ પુરૂષના મનમાં એક પ્રકારનું ઝેર ચડે છે અને તેથી તેનું મન વિહવળ થઈ જાય છે.

(૨૪૩)

**બિષય પ્યારી પ્રીતડી, જબ હરિ અંતર નાહિ;**
**જબ હરિ અંતરમેં બસેં, તબ બિષયસેં પ્રીત નાંહિ.**

જ્યારે માણુસના હ્રદયમાં ઈશ્વરની ભક્તિ હોતી નથી ત્યારે તે વિષય પ્રત્યે બહુ આસક્તિ ધરાવે છે, પણુ જ્યારે માણુસ ઈશ્વરની ભક્તિમાં તલ્લીન થઇ જાય છે ત્યારે વિષય વાસનામાંથી આસક્તિ તદ્દન અદ્રસ્ય થઈ જાય છે.

(૨૪૪)

**કબીર! પર નારી છુરી, મત કોઇ લાવો અંગ;**
**રાવનકે દર શીર ગયે, પરનારી કે સંગ.**

કબીર કહે છે કે પરસ્ત્રી એક છરી સમાન છે, માટે તું કોઈ પણ પરસ્ત્રીનો સ્પર્શ કરતો નહી, રાવણનાં દસ માથાં પણ પારકી સ્ત્રીની લતમાં જ કપાઈ ગયાં હતાં, તો તારૂં શું ગજું કે તું બચી જાય ?

(૨૪૫)

**પરનારી પ્રત્યક્ષ છુરી, જાણે બિરલા કોય;**
**નાંહિન પેટમેં મારીયે, ગર સોનેકી હોય.**

પરસ્ત્રી એ દેખીતી છરી છે એ રહસ્ય જે વિરલા માણસો હોય છે તેઓજ સમજી શકે છે છરી ભલેને સોનાની બનાવેલી હોય પરંતુ તેને કદાપિ પેટમાં કોઇ ખોસતું નથી કારણ છરીથી પેટ કપાઇ જાય.

(૨૪૬)

**જૈસા પ્રેમ પર નારીસોં ઐસા હરસે હોય;**
**સાંઇયાં કે દરબારમેં, પલ્લા ન પકરે કોય.**

જેવો પ્રેમ એક પુરૂષ પરસ્ત્રી માટે રાખે છે તેવોજ પ્રેમ તે ઇશ્વર ઉપર રાખે તો ઇશ્વરના દરબારમાં તે સીધો જ પહોંચી જાય છે તેની ભક્તિના પ્રભાવથી માર્ગમાં કોઈ તેને રોકી શકતું નથી.

(૨૪૭)

**નારી નરક ન જાનહિ, સબ સંતનકી ખાંન;**
**જામે હરિજન ઊપજે, સોહિ રતનાગરકી ખાંન.**

સ્ત્રી જાત આખીએ નરક સમાન છે, એવું તું માનીશ નહિ. કારણ સ્ત્રી જાત તો સંત પુરૂષોથી ભરેલી ખાણુ જેવી છે, કારણુ

તેમાંથી ઇશ્વરના અનેક ભક્તો પેદા થાય છે, એટલા માટે નારીને રત્નાગરની બહુજ મૂલ્યવાન ખાણુ ગણુવામાં આવે છે.

(૨૪૮)

**કામી લજ્યા ન કરે, મન માને યું લાડ;**
**નિંદ ન માગે સાઠરો, ભૂખ ન માગે સ્વાદ.**

જેની આંખમાં ઉંઘ ભરાઇ હોય છે તે સુવા સારૂ ગાદલા અને તકીયાની દરકાર રાખતો નથી પણુ ગમે ત્યાં ઉંઘી જાય છે, તેમજ જેને કકડીને ભૂખ લાગી હોય છે તે સ્વાદિષ્ટ ભોજનની દરકાર કરતો નથી પણુ જે લુખુસુકુ મળે છે તે ખાઇ જાય છે, તેવીજ રીતે જે કોઇ પરનારીની લતમાં પડયો હોય છે તે માણુસ ગમે તેવી સ્ત્રીઓ સાથે આબરૂની દરકાર રાખ્યા વગર કામ વાસના તૃપ્ત કરીને રખડયા કરે છે.

(૨૪૯)

**પરનારી રાતા રહે, ચોરી બૈઠા ખાય;**
**દિવસ ચારિ સરસા રહૈ, અંત સમૂલા જાય.**

જે પરનારીના પ્રેમમાં અન્ધ બન્યો છે તે અને જે બેઠા બેઠા ધન ખાય છે તે બે સરખા છે. તેઓ કદાચ ચાર દિવસ મોજમઝા કરતા દેખાય, પણુ અંતે તેઓ પાયમાલ થાય છે.

(૨૫૦)

**પરનારીકા રાચના, જયોં લહસુનકી ખાન;**
**કોને બૈઠકે ખાઇએ, પ્રગટ હોય નિદાન.**

પરનારીની સાથે અયોગ્ય સબંધ રાખવો અને સંતાઇને લસણુ ખાવું એ બે સરખા છે. જે કોઇ માણુસ લોકલાજને લીધે પોતાના ઘરમાં છાનુંમાનું લસણુ ખાય છે, છતાં પણુ લસણુની અંદરનો વાસ છુપાવી શકતો નથી, તેવી રીતે પરનારીની સાથેનો અયોગ્ય સબંધ છાનો રહેતો નથી.

(૨૫૧)

**જહાં કામ તહાં રામ નહિં, રામ તહાં નહિ કામ;**
**દોઉ કબહૂ ના રહે, કામ રામ એક ઠામ.**

જે કામી છે તેનાથી ઇશ્વરનું ભજન થઈ શકતું નથી તથા જે ભક્ત છે તેની કામવાસનાઓ નાશ પામી ગએલી હોય છે તેથી તેના હૃદયમાં કામદેવનો સંચારજ નથી થઈ શકતો. તાત્પર્ય એ છે કે રામ અને કામ એ બે એક જગ્યાએ કદી પણુ રહી શકતા નથી.

(૨૫૨)

**કામી, ક્રોધી, લાલચી, ઇનતેં ભક્તિ ન હોય;**
**ભક્તિ કરે કોઇ સુરમાં, જાતિ બરન કુલ ખોય.**

જેઓ કામ, ક્રોધ, કે લોભના પાસમાં લપટાએલા છે તેમનાથી હરિની ભક્તિ થઇ શકતીજ નથી. ભક્તિ તો એવા વીરલા કરી શકે છે કે જેઓમાં, જાતનો, વર્ણનો અને કુળનો જરા પણુ અહંકાર હોતો નથી.

(૨૫૩)

**ચિંતા ઐસી ડાકની, કાટ કલેજા ખાય;**
**વૈદ બિચારા કયા કરે, કહાં તક દવા લગાય?**

ચિંતા એ એવી ડાકણી છે કે તે માણસનું કાળજું કોતરીને ખઈ જાય છે, જેના મનને ચિંતા કોરી રહી છે તેની વૈદ્ય બિચારો શી દવા કરે? ઉપરની દવાઓ ગમે તેટલો વખત આપ્યા કરે તો પણ જ્યાંસુધી મનમાંથી ચીંત્તા જતી નથી ત્યાંસુધી દવા અસર કરતી નથી.

(૨૫૪)

**સરજનહારે સરજીયા, આતા પાની લોન;**
**દેનેહારા દેત હય, તો મિટનહારા કોન?**

આ જગતના નિયંતા ઇશ્વરે આપણે માટે આટો, પાણી અને મીઠું એ ત્રણે બનાવી મૂકેલાં છે. અને તે આપવાવાળો આપણને આપે જાય છે તો પછી આપણી પાસેથી ઝુંટવી લેનાર કોણ છે?

(૨૫૫)

**અબ તું કાહેકો ડરે, સિરપર હરિકા હાથ;**
**હસ્તી ચઢ કર ડોલીયે, કુંકર ભસે જો લાખ.**

તારા ઉપર શ્રી હરિનો હાથ છે (કૃપા છે) તો તું શા માટે ડરે છે? હાથી ઉપર ચઢીને બેઠા હોઇએ ને પાછળથી ભલેને લાખો કુતરાઓ ભસ્યા જ કરે તેની તારે શી ચિંતા છે? (હરિની કૃપા હોય તો કોઇ વાંકો વાળ કરનાર નથી)

(૨૫૬)

**સાહેબસે સબ કુછુ બને, બંદેસે કુછુ નાય;**
**રાઇકો પરવત કરે, ઔર પરવત રાઈ માય.**

એકલા ઇશ્વરથીજ જે કંઇ થાય છે તે બધું થઈ શકે છે, આપણાથી કંઇ થઇ શકતું નથી. એ ઇશ્વરજ રાઇનો પર્વત કરે છે

તથા પર્વતને રાઈ કરી નાખે છે. (ઈશ્વરની વરજી વગર એક તરખલું પણ હાલી શકતું નથી)

(૨૫૭)

**ચિંતો તો હરિ નામકી, ઓર ન ચિતવે દાસ;**
**જો કોઈ ચિતવે નામ બિન, સોહિ કાલકી પાસ,**

એક શ્રી હરિના નામનું રટણ કરવાનીજ ચિંતા કરજે, બાકી કશાની તું ચિંત્તા કરીશ નહી. કારણ કે શ્રી હરિ વગર બીજી તમામ વસ્તુઓ કાળને વશ એટલે નાશવંત છે; માટે હરિ નામ વગરની બીજી ચિંત્તા તું કરીશ તો તે કામમાં નહી આવે.

(૨૫૮)

**રામહિ કિયા સો હુવા, રામ કરે સો હોય,**
**રામ કરે સો હોયગા, કાહે કલ્પો કોય ?**

રામ કહેતાં ઇશ્વરે ભૂતકાળમાં જે કર્યું તે જ થયું હતું અત્યારે પણ એ જે કરેછે તેજ થાય છે તથા ભવિષ્યમાં પણ એ જે કરશે તેજ થશે. તો પછી આપણો ચિંત્તા કરવાનો અર્થ શો છે?

(૨૫૯)

**મુખસે રહે સો માનવી, મનમેં રહે સો દેવ;**
**સુરતે રહે સો સંત, ઇસ બિધ જાનો ભેદ.**

માણુસ પારખવાનો આ માર્ગ છે. જે ફક્ત મોઢેથી બોલબો કરે છે પણ આચરણમાં કંઈ મુકતો નથી તે સાધારણ માણસ છે જે હંમેશાં ઉત્તમ આદર્શનો મનમાં વિચાર કરતો હોય તે દેવ જેવો છે પરંતુ જે હંમેશાં ઇશ્વરનું ધ્યાન ધરતો હોય છે તે સાધુ સંત છે.

(૨૬૦)

કબીર કબીર કયા કરો, ખોજો આપ શરીર;
જો યે પાંચો વશ કરો, તો આપે દાસ કબીર.

હે ભાઈ! કબીર કબીર શું કર્યા કરો છો? તમે તમારૂં શરીર જ તપાસો અને જો તમે પાંચે ઇંદ્રીયોને તાબામાં રાખો તો પછી તમેજ પોતે કબીરના જેવા પરમેશ્વરના ભક્ત થઈ જશો. (જેમ મેં ઇંદ્રીયો ઉપર કાબુ મેળવી મન વશ કર્યું છે તેમ તમો પણ ઇંદ્રીયો જીતીને મહાત્મા થઈ શકો છો!)

(૨૬૧)

મૂસા ડરપે કાલસેં કઠિન કાલકા જોર.
સ્વર્ગભૂમ પાતાલમેં જહાં જાવે વહાં ગોર.

મુસા પેગમ્બર (દેવાઓ) પણ કાળથી ડરે છે, કારણ કે કાળનું જોર એટલું બધું છે કે સ્વર્ગલોક, પાતાળ, તથા પૃથ્વી ત્રણે જગાએ કબરો તો છે જ. કાળ દેવનું રાજ્ય સર્વ સ્થળે છે, લાંબા આયુષવાળા દેવોને પણ મરવાનું છે જ.

(૨૬૨)

ફાગન આવત દેખકે મન ઝૂરે બનરાય,
જીન ડાલી ક્રીડા કિયા સોહી પ્યારે જાય.

ફાગણ મહિનો આવતો જોઈને ઝાડો વિલાપ કરે છે, અને કહે છે કે મ્હારીવ્હાલી ડાળીઓ જેને મેં લાડલડાવી પોશી હતી તે હવે ખરી પડશે.

(૨૬૩)

**પાન ઝરંતા દેખકે હઁસતી કુંપલિયાં;**
**હમ ચાલે તુમ ચાલીહો ધીરી બાપલીયાં.**

પાંદડાંને ખરતાં જોઇને ઝીણી કુંપળો હસે છે તે વખતે પાંદડાં કહે છે કે મ્હારી નાની બ્હેનો આજે અમે તો જઈએ છીએ, પણ કાલે તમારો વખત પાકશે એટલે તમારે પણ અમારી માફક ખરી જવું પડશે. માટે ધીરી થાઓ, ધીરી.

(૨૬૪)

**પાન ઝરંતા યોં કહે સુન તરવર બનરાય,**
**અબકે બિછુરે કબ મિલે? દૂર પડેંગે જાય.**

પાંદડાં ખરતાં ખરતાં બોલે છે હે વૃક્ષ! હે વનના રાજા! આજે આપણે છુટા પડીએ છીએ તે હવે આપણે ફરી ક્યારે મળીશું? હવે તો અમો તમારાથી દૂર જઇ પડીશું.

(૨૬૫)

**ફિર તરવર ભી યોં કહે, સુનો પાત એક બાત,**
**સઇયાં ઐસા સરજીયાં એક આવત એક જાત.**

ઝાડ કહે છે કે હે પાંદડાંઓ! મારી વાત સાંભળો આ દુનિયામાં એક આવે છે અને એક જાય છે (જન્મ અને મરણ) એવી ઘટના અનંત કાળથી ચાલે છે. માટે કોઇનો શોક કરવો નહી.

(૨૬૬)

**માલન આવત દેખકર કલિયોં કરી પુકાર,**
**ફૂલે ફૂલે ચુંન લિયે, કાલ હમારી બાર.**

માલણને આવતી જોઈને નહિ ખીલેલી એવી ઝીણી કળીઓ પોકાર કરવા લાગી કે, અરેરે આજે તો આ માલણ ખીલેલા ફૂલો ચુંટી લઇ જાય છે; કાલે અમે ખીલીશુ એટલે અમારી પણ એ જ હાલત થશે. ( અમને પણ ચુંટી લેશે )

(૨૬૭)

**સંસાર સારા દુઃખી ખાવે ઔર રોવે,**
**દાસ કબીરા, યોં દુઃખી, ગાવે ઔર રોવે.**

આખી દુનિયા દુઃખી જ છે. દુનિયાનો દુઃખ સંબંધીનો ખ્યાલ તો જુઓ. દુનિયામાં લોકો સ્વાદિષ્ટ ભોજન જમતા જાય છે અને વળી રોતા જાય છે ઇન્દ્રિયોના વિવિધ ભોગો ભોગવતા જાય છે અને સંસાર તો દુઃખમય છે એમ રડતા જાય છે. દુનિયામાં લોકોના બોલવામાં અને વર્તનમાં બહુ જ વિરૂદ્ધતા હોય છે. પરંતુ " જગતની સેવા એ જ પ્રભુ સેવા " એવા મંત્રને પુજનાર કબીરજી તો જુદી જ રીતે દુઃખી છે ( કબીરજી પ્રભુના નામના ગુણ ગાય છે ને તે ગાવામાં એવા તલ્લીન થઈ જાય છે કે એમની આંખમાંથી ઇશ્વરના પ્રેમના આંસુઓ વહ્યાં કરે છે )

(૨૬૮)

**લક્ષ્મી કહે મૈં નિત નઇ, કિસકી પુરી આશ ?**
**કિતને સિંહાસન ચઢે, કિતને ગયે નિરાસ.**

હે મનુષ્ય જો તું પૈસામાં જ સુખ માનતો હોય તો લક્ષ્મી દેવી શું કહે છે તે સાંભળ. લક્ષ્મી કહે છે કે હું ઘડીમાં એક જણને વરૂ

છું ને વળી ત્યાંથી છુટા છેડા કરી બીજાનું ઘર માંડું છું, એમ હું નવા નવા ઘર કરતી રહું છું, પણ કોઈની આશા મેં પુર્ણ કરી નથી. મેં કેટલાકને રાજ ગાદીએ ચઢાવ્યા છે, અને ત્યાંથી તેમને પાડયા પણ છે, ને ઘણાઓ રાજગાદી મેળવવાની આશામાં નિરાશ થઇને મરણ પણ પામ્યા છે.

(૨૬૯)

**સચ્ચી સંપત હરિ મિલન, બિપદા રામ વિયોગ,**
**સંપત બિપદા ઔર નહિં, સમઝત નહીં લોગ.**

કબીરજી કહે છે કે ખરેખરી સંપત્તિ તો 'હરિ મિલન' એટલે 'પ્રભુ સાથે એકતા' એ જ છે. જેઓના હૃદયમાં પ્રભુના નામનું વિસ્મરણ ઘડી પણ થતું નથી તેઓ જ ખરા સુખી છે અને જેઓ રામ નામનું સ્મરણ કરતા નથી એઓજ ખરા દુ:ખી છે. આ શિવાય સંપત્તિ–વિપત્તિ બીજી છે જ નહી પણ આ ખરો અર્થ મૂઢ લોકો સમજતા નથી અને નકામા દુ:ખી થાય છે.

(૨૭૦)

**ધન તે એસા સિંચીયે જો ધન આગે હોય,**
**સુઢ શિશ લે ગાંઠરી, જાત ન દેખા કોય.**

ધન સંગ્રહ કરવાની કબીરજી ના કહેતા નથી પણ તે ધન એવી જાતનું જોઇએ કે જે બીજી દુનિયાની મુસાફરીમાં કામ લાગે ( નિતીથી મેળવેલું ધન અને પરમાર્થમાં ખરચેલું ધન આ દુનિયામાં તેમજ બીજી દુનિયામાં સુખ આપે છે ) હે મુર્ખ ! માથા ઉપર પૈસા કે સોને ઉપાડીને બીજી દુનિયામાં લઈ જતું કોઇ જોવામાં આવતું નથી ! માટે ચેત.

(૨૭૧)

**સુમરનસે સુખ હોત હૈ, સુમરનસે દુઃખ જાય,**
**કહે કબીર સુમરનકિયે, સ્વામીમાંહિ સમાય.**

પરમાત્માનું સ્મરણ કરવાથી સુખ મળે છે, દુઃખ, ચિંતા દુર થાય છે અને એના લાંબા વખતના સ્મરણથી માણસ, માણસ મટી પરમાત્મા સ્વરૂપ બની જાય છે. (ઈયળ, ભમરીનું ધ્યાન કરવાથી ભમરી બની જાય છે એ પ્રત્યક્ષ પુરાવો છે.)

(૨૭૨)

**રામ કહો મન વશ કરો, યહી બડા હૈ અર્થ**
**કાહેકો પઢ પઢ મરો બહુત ગ્યાન અરૂ ગ્રંથ.**

રામ નામનું સ્મરણ કરો અને મનને વશ કરો, એ જ મ્હોટો લાભ છે. બાકી નાહક પોથાં ભણવાથી કંઈ લાભ નથી. વળી દુનિયામાં જ્ઞાન અને ગ્રંથોનો એટલો બધો ભંડાર છે કે એ વાંચવા ને શીખવા બેસીએ તો પાર પણ ન આવે. પણ સઘળાં શાસ્ત્રોનો સાર એ છે કે રામના નામનું સ્મરણ કરો અને મનને વશ કરો.

(૨૭૩)

**જા ઘર સંત ન સેવિયા, હરિકો સુમરન નહિં,**
**સો ઘર મરઘટ સરિખા, ભૂત બસત તા માહિં.**

જેમના ઘરમાં સાધુસંતની સેવા થતી નથી અને હરિસ્મરણ થતું નથી તે ઘર સ્મશાન જેવું માનવું. અને એ ઘરમાં રહેનારાઓને મનુષ્ય નહિ પણ ભૂત પલિત જેવાં જ માનવાં.

(૨૭૪)

**જબ જાગે તબ રામજપ, સોવત રામ સંભાર,**
**ઉઠત—બૈઠત આતમા, ચાલત રામ ચિતાર.**

પથારીમાંથી, ઉઠતાંજ રામનામનો જપ કર. "તું રામ રૂપ છું." એ વાતનું સ્મરણ કર. રાતના સુતિ વખતે પણ રામને જ યાદ કરી સુઇ જવું. એવી રીતે ઉઠતાં, બેસતાં, ચાલતા અને દરેક કામ કરતાં રામનું નામ મનમાં કોતરી રાખવું ( મનને પરમાત્મામાં જ પરોવેલું રાખવું. )

(૨૭૫)

**ગઉધન, ગજધન, ગોપીધન ઓર રતનધન ખાન,**
**પર જહાં આવે સંતોષધન, તો સબ ધનધુલ સમાન.**

માણુસની પાસે ઘણી જ ગાયો હોય, હાથીઓ પણ ઘણા હોય, ઘણી સ્ત્રીઓ હોય, જરજવાહીર અને અખૂટ દોલત હોય, પણ જ્યાં સુધી માણુસને સંતોષરૂપિ ધન મળતું નથી ત્યાં સુધી એને ખરા સુખનો અનુભવ થતો નથી. પણ જે માણુસ ગમે તેવી સ્થીતિમાં સંતોષ રાખી શકે છે તે માણુસ પાસે ઉપરની કોઇ પણ ચીજ નહી હોવા છતાં તે ખરો સુખી છે.

(૨૭૬)

**સાત ગાંઠ કોપનકી, મનમાં ન રાખે શંક,**
**નામ અમલ માતા રહે, ગને ઇંદ્રકો રંક.**

કબીરજી કહે છે કે જેનું મન હરિભક્તિમાં છે અને જે સંતોષી

છે તેને પોતાનું શરીર ઢાંકવાને ફક્ત એક જ લંગોટી સાત થીગડાંવાળી હોય છે છતાં તેની પાસે સંતોષરૂપી ધન હોવાથી તે પોતાને ઇંદ્રરાજ્ય કરતાં ધનવાન માને છે ( ઇંદ્રની લક્ષ્મીથી પણ એ લલચાતો નથી. )

(૨૭૭)

**કબૂકુ મંદીર મલિયાં, કબૂકુ જંગલ બાસ,**
**સબી ઠોર સોહામનાં, જો હરિ હોય પાસ.**

જેનુ મન હરિ ભક્તિમાં લાગેલું છે તેને રહેવાને સારૂ રાજમહેલ હોય કે જંગલમાં કાંટા પથરાવાળી જમીન હોય તે બે સરખું જ છે. એના હૃદયમાં પરમેશ્વરનો વાસ હોવાથી તેને મહેલ અને જંગલમાં ફેર માલમ પડતો નથી.

(૨૭૮)

**નહીં અહંતા અનિચે, હરિ સિંહાસન દેય,**
**જો દિલ રાખે દીનતા, તો સાંઇ નિજ કર લેય,**

કબીરજી કહે છે કે જો કોઇ માણસને પરમેશ્વર રાજગાદી આપે છતાં પણ તે કદી મનમાં મગરૂબ થતો નથી, પણ નમતાઈ રાખે છે અને જે કાંઇ કરે છે તે ઇશ્વર જ કરે છે એવી ભાવના મનમાં રાખે છે તે માણસને પરમાત્મા પોતાનો કરી લે છે.

(૨૭૯)

**લઘુતામેં પ્રભુતાઈ હે, પ્રભુતાસે પ્રભુ દૂર,**
**કીડી તો મિસરી ચુંગે, હાથે ડારે ઘર.**

નમ્રતાઈમાંજ મોટાઇ સમાએલી છે. અને મોટાઈ કરવાથી હું જ

મોટો છું એવી ભાવના કરવાથી પ્રભુ ઉલટા દૂર જતા રહે છે. જમીન ઉપરની ખાંડનો સ્વાદ કીડી લઇ શકે છે. પણ અભિમાનમાં રહેતો હાથી ઉંચો હોવાથી ખાંડને બદલે ધૂળજ ફાકયા કરે છે.

(૨૮૦)

**કબીર ગર્વ ન કીજીએ રંક ન હસિયે કોય,**
**અજહું નાવ સાગર પડી, ના જાનુ કયા હોય.**

કબીરજી કહે છે કે ત્હમારા ધન, વિદ્યા, બળ, રૂપ કે સત્તાનો ગર્વ કરશો નહી. અને જેમની પાસે ઉપરની ચીજો થોડી હોય કે મુદલ ન પણ હોય તેટલા માટે એમની હાંસી કરશો નહી. હજી તારી મુસાફરી પુરી થઇ નથી. તું પોતેજ ભરદરીયામાં છું કાલે શું થશે તેની કોઇને ખબર નથી ( કાલે કદાચ તારૂં ધન અને સત્તા જતાં રહેશે અને બે આબરૂ થશો એની તને કાંઇ ખબર છે, ) માટે કદી ગર્વ કરવોજ નહી.

(૨૮૧)

**ઉંચે કુલકે કારને, બાંસ બઢયો અહંકાર;**
**રામભજન રદે નહીં, જાહ્યો સબ પરિવાર.**

વાંસ ઘણો ઉંચો હોય છે એને ઉંચ કુળનું અભિમાન હોય છે. વાંસમાં અગ્નીતત્વ વધુ હોય છે વાંસના વનમાં બે વાંસ સામસામા અથડાવાથી આગ ઉત્પન્ન થાય છે અને આખું વન બળી જાય છે અને પોતે પણ સાથે બળી મરે છે એવી જ રીતે જે માણુસ ઉંચા કુળનું અભિમાન રાખે છે પણ વર્તન ઉંચ નથી રાખતો તે પોતે દુઃખી થાય છે અને પોતાના સબંધીઓને પણ દુઃખી કરે છે ( ઇશ્વર સ્મરણ પણ એનાથી થઇ શકતું નથી. )

(૨૮૨)

બડે બડાઇ ન કરે, બડા ન બોલે બોલ,
હીરા મુખસે ન કહે, " લાખ હમારા મોલ. "

ખરેખરા જેઓ મહાન પુરૂષો છે તેઓ કદી પોતાના મોઢે પોતાની મોટાઇની દીંગો મારતા નથી. હીરો અમુલ્ય હોવા છતાં કદી એમ કહેતો નથી કે " મારૂ મૂલ્ય લાખ રૂપિઆ છે " એતો ઝવેરીજ એની કીંમત કરે છે.

(૨૮૩)

મેરા મુજમેં કછું નહીં, જો કછુ હે સો તેરા,
તેરા તુંજકો સોંપતે, ક્યા લગેગા મેરા.

હે પ્રભુ આ શરીરમાં જે કાંઇ છે તે મારૂં નથી તે બધુ તારૂં છે. તારૂ તને સોંપતા મ્હને શું દામ લાગે છે ?

(૨૮૪)

છોડા જબ અભિમાન કો, સુખી ભયા સબ જીવ;
ભાવે કોઇ કછુ કહે, મેરે હૃદય નિજ પિવ.

હે દુનિયાના લોકો અભીમાનપણું છોડો અને સુખી થાઓ, એમ માનો કે કોઇ ગમે તેમ કહે તેથી મારે શું ? મ્હારા હૃદયમાં તો પરમાત્મા બિરાજેલા છે તેથી બીજાની સાંભળેલી કુથલીને ત્યાં રહેવાની જગા ક્યાંથી મળે. ( કોઇ આપડે સારૂ ગમે તે કહે તેની પરવા કરવી નહી. " )

(૨૮૫)

તિમિર ગયા રવિ દેખતે, કુબુદ્ધિ ગઈ ગુરૂજ્ઞાન,
સુબુદ્ધિ ગઈ કછુ લોભસે, ભક્તિ ગઈ અભિમાન.

સુર્યના ઉગવાથી અંધારૂં દૂર થાય છે, ગુરૂએ આપેલા બોધથી કુબુદ્ધિ જતી રહે છે, લોભથી સારી બુદ્ધિ નાશ પામે છે અને અહંભાવથી ભક્તિ જતી રહે છે (હું સુખી થાઉં, હું મોટો થાઉં એવો ખ્યાલમાં મનમાં રહે ત્યાં ઇશ્વરસ્મરણ શી રીતે થઇ શકે.)

(૨૮૬)

**આજ કાલ દિન પાંચમેં, જંગલ હોગી બાસ,**
**ઉપર લોક ફિર જાયગે, ઢોર ચરેંગે ઘાસ.**

આજ કાલમાં નહિતો થોડા દિવવમાં જંગલનો તું વાસી થઇશ (ગામ બહાર તને બાળી નાંખશે) તે જગ્યા ઉપરથી લોકોની અવર જવર થયા કરશે અને ઢોરો પણ તે જગ્યા ઉપર ચારો ચરશે.

(૨૮૭)

**રામ બિસાર્યો બાવરા, અચરજ કીનો યેહ,**
**ધન જોબન ચલ જાયગા, અંત હોયગી ખેહ.**

હે બાવરા મનુષ્ય? મ્હને આશ્ચર્ય તો એ વાતનું થાય છે કે ત્હેં રામ નામ કેમ વિસાર્યું. તે શિવાયનું (રામ નામ વિનાનું) બધુ ધન—જોબન વગેરે જેને તું મારું મારું કરે છે તે નાશ પામવાનું છે.

(૨૮૮)

**કબીર કેવલ નામકે, જબ લગ દીવે બાતિ,**
**તેલ ઘટા બાતી બુઝી, તબ સોવે દીન રાતિ.**

આ કબીર તો ફક્ત નામ છે. દીવામાં જ્યાં સુધી તેલ અને બત્તી હોય છે ત્યાં સુધી બળે છે. બેમાંથી એક ખુટતા દીવો ઓલ-

વાઈ જાય છે. તેમ આ કબીર રૂપીદીવો પૂર્વ સંચિત ભોગવાઈ રહ્યા એટલે અદ્રષ્ય થવાનો. શ્વાસોશ્વાસ રૂપી તેલ ખલાસ થતાં કબીરને રાતને દિવસ સૂઇ રહેવાનું છે.

(૨૮૯)

**જગ સારા દરિદ્ર ભયા, ધનવંત ભયા ન કોય,**
**ધનવંત સોહી જાનીયે, રામ પદાર્થ હોય.**

આખી દુનિયા નિર્ધન છે, કોઇ પણ ધનવાન નથી. જેને રામ નામ રૂપી સાચુ ધન હાથ આવેલું છે તેનેજ ખરો ધનવાન જાણવો.

(૨૯૦)

**હસ્તી ચઢ જો ફિરે, ઉપર ચમર ચઢાય,**
**લોક કહે સુખ ભોગવે, રહે વો દોજક માંય.**

હાથી ઉપર બેસીને ચમ્મર વગેરેની સાહબી ભોગવનારને લોકો એ બહુ સુખી છે એમ કહે છે; પણ તે માણસ અંદર ખાને નરકમાં સડતો હશે તેની કોને ખબર છે?

(૨૯૧)

**એક કનક અરૂ કામિની, વિષયા ફલકોં પાય,**
**દેખત હીસે બિખ ચઢે, ખાનેસે મર જાય.**

કનક અને કામિની એટલે ધન અને સ્ત્રીમાં લુબ્ધપણું એ બેના ફળ તો વિષ જ છે. અરે એમને જોતાં જ વિષ ચઢે છે અર્થાત મનની વૃતિ બદલાઇ જાય છે, તો પછી જેઓએ તે વિષયો ભોગવ ભોગવ કર્યા છે તેમનો નાશ થાય એમાં શક જ શો?

(૨૯૨)

**માયા છોડન સબ કહે, માયા છોડી ન જાય,**
**છોડનકી જો બાત કરે, તો બહુત તમાચા ખાય.**

દરેક જણ કહે છે કે હું માયા છોડીશ, પણ માયા છોડી છુટતી નથી, જેઓ માયા છોડવાની હજી તો વાત જ કરે છે, તેઓ માયાના હાથના તમાચા ખાય છે. જેઓ માયા છોડવાને માટે મોહડાંની વાતોજ કર્યા કરે છે તેઓ માયાના બંધમાં વધારે ને વધારે બંધાતા જાય છે.

(૨૯૩)

**તિલભાર મછલી ખાયકે, કોટી ગઉ દે દાન;**
**કાશી કરવત લૈ મરૈ, તૌભી નરક નિદાન,**

એક તલ ભાર જેટલું જ માછલીનું માંસ ખાય તો એટલું બધુ પાપ લાગે છે કે, તે પાપના નિવારણ માટે ભલેને કરોડો ગાયોનું દાન આપવામાં આવે કે કાશીમાં કરવત મૂકાવી મરી જાય તો પણ તેને છેવટે તો નરકમાં જ પડવું પડશે.

(૨૯૪)

**જુવા ચોરી મુખ બરી, બ્યાજ ઘુંસ પરનાર,**
**જો ચાહે દીદારકો, એતી વસ્તુ નિવાર.**

કબીરજી કહે છે કે ભાઇઓ જો તમારે મુક્તિ મેળવવી હોય તો, જુગાર રમવો, ચોરી કરવી, ગુપ્તવાત પ્રગટ કરવી, બ્યાજ લેવું, લાંચ ખાવી, અને પરસ્ત્રી સાથે ગમન કરવું એટલાં કર્મો કદી કરવા નહી.

(૨૯૫)

**જબ દર્શન કરના ચાહિયે, તો દર્પણમાંજ તર રાહિયે**
**દર્પણમાં લાગી કાંઇ, તો દર્શ કહાંસે પાઇ.**

કબીરજી કહે છે કે તમો પરમાત્માના દર્શન કરવાને ચાહો છો. તો તમારા હૃદય રૂપિ દર્પણને વિવેક અને સારા વિચારથી સ્વચ્છ રાખતા રહો, કદાચ તમારી પોતાની ભૂલથી તમારા દિલના દર્પણમાં ખરાબ વ્યસનોની મેશ જામી જશે તો પછી તમો દર્શન કેવી રીતે કરી શકશો ( કારણ વ્યસન માત્ર હૃદયને મલિન બનાવે છે )

(૨૯૬)

**માન દિયો મન હરખિયો, અપમાને તન છીન,**
**કહે કબીર તબ જાનીએ, માયામેં લૌલીન.**

માન મળે ત્યારે મન હરખાય અને અપમાન થાય ત્યારે મનમાં દુઃખ થાય તો કબીરજી કહે છે એ માણુસને માયાથી બચેલો છે એવું ન માનશો. પણ માયામાં એને પુરેપુરો બંધાએલો સમજજો. ( જેને માન અને અપમાન બે સરખાં છે તેને માયાથી બચેલો જાણવો. )

(૨૯૭)

**પૂરબ દિશા હરી કો બાસા, પશ્ચિમ અલહ મુકામા,**
**દિલમેં ખોજી દિલહિ માં ખોજો, ઇહે કરીમા રામા.**

લોકો કહે છે કે હરિ પૂર્વમાં રહે છે અને અલ્લાહ પશ્ચિમમાં રહે છે પણ કબીરજી કહે છે તમારા પોતાના દીલમાં સોધો ત્યાંજ કરીમ ( અલ્લાહ ) અને ત્યાંજ રામ છે.

(૨૯૮)

**જેતે ઔરત મર્દ ઉપાની, સો સબ રૂપ તુમ્હારા,**
**કબીર પોંગરા અલહ રામકા, સો ગુરૂ પીર હમારા.**

દુનિયામાં જેટલા પુરૂષો અને સ્ત્રીઓ જન્મે છે તે બધામાં એકજ પરમાત્મા વસે છે એમાં કાંઇ ભેદ હોતો નથી; કબીર અલ્લાહનો અને રામનો પુત્ર છે, તેજ કબીરનો ગુરૂ અને પીર છે.

(૨૯૯)

**હિન્દુ કહેં રામ મોંહી પ્યારા, તુરક કહેં રહિમાના**
**આપસમેં દોઉ લરિ લરિ મુએ, મર્મ કાંહુ જાના.**

હિંદુઓ રામ કહે છે, મુસલમાનો રહીમ કહે છે અને અંદર અંદર લડી કપાઇ મરે છે. પણ કબીરજી કહે છે હે ભાઇઓ કોઇ ખરૂં રહસ્ય જાણતું નથી. ( અર્થાત હિંદુઓ અને મુસલમાનો એકજ પરમાત્માના બનાવેલા છે ને રામ અને ખુદામાં કાંઇ ભેદ છેજ નહી.)

( ૩૦૦ )

**ગુપ્ત પ્રગટ હે એક દૂધા, કા કો કહિએ બ્રાહ્મણ શૂદ્રા,**
**જુઠે ગર્ભ ભુલો મતિ કોઈ, હિન્દુ તુરક જુઠ કુલ દોઇ,**
**ઔર કે છિએ લેત હો છીંઆ, તુમસેં કહહુ કૌન હે નિચા.**

માણસ માત્ર પોતાના વાસ્તવિક રૂપમાં બધા એક જ છે અને પ્રગટ રૂપમાં પણ બધા એક સરખા જ છે આમાં કોને બ્રાહ્મણ કહેવો અને કોને શુદ્ર કહેવો ? ( બધા એક જ માટીનાં બનેલા છે ) કોઇને એવો ગર્વ નહિ હોવો જોઈએ કે હું હિંદુ છું કે મુસલમાન છું. આ હિંન્દુ મુસલમાનનો ભેદ જ ખોટો છે. તું બીજાને અડી જવાથી અભડાઈ જાય છે તો પછી તારાથી વિશેષ નીચ કોણ હોઈ શકે ?

(૩૦૧)

**કહહિં કબીર વૈ દૂના ભૂલે, રામહિ કિનહુ ન પાયા,**
**વૈ ખસી વૈ ગાય કટાવે, બાદિહિ જન્મ ગમાયા.**

કબીરજી કહે છે આ બન્ને ( હિંદુઓ અને મુસલમાનો ) ભ્રમમાં પડેલા છે. આ બેમાંથી કોઇને રામ અગર અલ્લાહ મળતો નથી. એક બકરો કાપે છે અને બીજો ગાય કાપે છે એમ ખોટી માન્યતામાં બેઉ પોતાનો જન્મ વૃથા ગુમાવે છે.

---

## કમળ જેવું મ્હોડું ઈશ્વર ભજન કરવાને આપ્યું છે

( ૩૦૨ )

રામ ભજનકુ દિયા, કમળ મુખ
રામ ભજનકુ દિયા—રામ૦

લખ ચોરાંસી ફેરે ફીરકર,
સુંદર નર તન પાયા;
ખાયા પિયા સુખમેં સોયા,
નાહક જન્મ ખોયા—કમળ૦

જો મુખ નિસદીન રામનામ નહી,
વહાં તુમ કછુ નહિ કિયા;
કહત કબીરા સુન ભાઇ સાધુ
આયા વહેસાઇ ગયા—કમળ૦

## ઓ ઈશ્વર મને તારા ચરણુનીજ જરૂર છે !

(૩૦૨)

ક્યા માગું મેરે રામ, થોડે જીવનમેં ક્યા માગું
ઘર નહીં રહેના અમર નહીં કાયા.—ક્યા માંગું

એક લક્ષ પુત્ર સવા લક્ષ નાતી
સો ઘર નહીં કોઇ દીવા કે બાતી
મેઘનાદ પુત્ર સમુદ્ર જેસી ખાઇ
કુંભકરણ વિભિષણ જૈસે ભાઈ—ક્યા માંગું

શંકર સરખી પુજવા આવે,
બ્રહમાજી નિત વેદ પાઠ ગાવે,
ક્યા કરૂં છપરી ઓર ક્યા કરૂં ટાટી,
ન જાનું મેરી કહાં પડેગી માટી—ક્યા માંગું

ક્યા કરૂં મહેલ ઓર ક્યા કરૂં ટાટા,
છોડ ગયે રાવન લંકકે ઠાઠા;
કહેત કબીર સબ છોડકે જાતા;
મેં તો એક તેરા ચરણકુ ચહાતા.—ક્યા માગું



# કબીર સાહેબનો જ્ઞાન સ્વરોદય.

## ( ફક્ત ટૂંકસાર સિદ્ધાન્ત )

ધર્મદાસજી જે કબીર સાહેબના શિષ્ય હતા. તેમણે પોતાના બંને હાથ જોડી વિનંતિ કરી અને કહ્યું કે હે સમર્થ મારી વિનંતિ સાંભળો. શરીરમાં જે શ્વાસ આવે છે, અને જાય છે તે ક્યાંથી ઉપજે છે. અને તે ક્યાં સમાય છે, તે મને સમજાવો. ॥ ૧ ॥

### સત કબીર વચન.

શ્વાસ લેવો અને મુકવો તેની સમજણ વિસ્તાર પૂર્વક કહું છું તે સાંભળો। એક દીવસમાં (ચોવીસ કલાકમાં) એકવીસ હજાર છસો શ્વાસો શ્વાસ ચાલે છે. ॥ આ ભેદ નિરંતર ઘટમાંથી વિસારવો નહીં. શરીરમાં પાંચ તત્વ હોય છે, અને જાય છે. વાયુ, પૃથ્વી, અગ્નિ, જળ, આકાશ એવાં પાંચ તત્વોથી શરીર બનેલું છે. તે ઘટ એટલે શરીરના ભેદ હું તમને સમજાવું છું, કે જે ભેદ સમજાયાથી કોઈ પણ હંસ ( માણસ ) પોતાનો આ ભવ અને પરભવ એમ બંન્ને ભવ સુધારી પરમ પદને પ્રાપ્ત કરે છે. ॥

ઉપર કહેલાં પાંચ તત્વો ને તે દરેક તત્વનો ભેદ જુદો જુદો છે. અને તેની સાથે ચંદ્ર અને સુર્ય એવી બે ધારાઓ વહે છે તેની સાથે સાત મુનીઓએ સાત વિસ્તારથી કથન કરેલું છે. અને સાતેના ભેદ (માર્ગ) જુદા જુદા છે. પાંચ તત્તોના ભેદને ગ્રહણ કરી ત્યાર બાદ પોતાના શ્વાસોશ્વાસનું અનુભવ કરી સાધના કરવી જોઇએ.

જો કોઇ માણુસ પવન (શ્વાસ) સાથે આનંદીત બની સાધના કરી, તો આ જગતમાં પોતાની દેહ(શરીર) નું સુખ પામે. ॥ જો આ સાધનામાં લીન (તલ્લીન) બની મહેનત કરે તો તત્વ સાધનાર માણુસનો કદી પણુ (છીન) નાશ થતો નથી. ॥ અને પાંચ તત્વ સાધનારા પુરૂષનો આત્મા કોઇ કાળે પણુ કાળના પંજામાં સપડાતો નથી માટે પાંચ તત્વોના અથથી તે ઈતિ સુધીના બધા ગુણો વર્ણવું છું.

પાંચ તત્વનો વિચાર કરીએ. પ્રથમથી તે અંત સુધી કાયમ કબીર સાહેબ કહે છે કે જીવ બચશે. આ સંસારમાં (કડીહાર) કબીર સાહેબ કહે છે કે ધર્મદાસ સાંભળો, પરમાત્માની ઇચ્છા હોય તો આ વચન સત્યજ્ઞાનનું સમજીને, તે પ્રમાણે માનો.

### ધર્મદાસજી વચન.

આ કાયા શાનાથી બની, મન શાથી બન્યું અને શ્વાસ શાનાથી બન્યો તેનો સવિસ્તર ખુલાસો કબીર સાહેબ કહે છે.

### સતગુરૂ વચન.

જીવ માત્ર શ્વાસથી જીવે છે. તે શ્વાસ લેવા માટે નાસિકા ઇંદ્રિ માર્ગે બે કાણાં હોય છે, તે વડે શરીરમાં શ્વાસ લેવાય છે. તે શ્વાસ ઉપર આખી જીંદગીનું બંધારણ હોય છે. જે વખતે આપણું પુદ્‌ગળ (શરીર) બંધાય છે. તે વખતે કુદરત તરફથી શ્વાસોશ્વાસ નક્કી કરવામાં આવેલો હોય છે. તે શ્વાસોશ્વાસ ઉપર ખેંચાય છે. અને નીચે મુકાય છે. તે શ્વાસ જે કાણાં વાટે જાય છે અને આવે છે. તે બે કાંણાંમાં જે વખતે શ્વાસ લેવામાં આવે છે તેને (ઓહં) કહે છે અને જે શ્વાસ નીચો મુકવામાં આવે છે તેને (સોહં) કહે છે. તેવા ઓહંથી શરીર અને સોહંથી મન ઉત્પન્ન થયું છે. અને

શ્વાસા નિઃક્ષર એટલે અક્ષર (ઉચ્ચાર) નહી તેવી શ્વાસાથી જે તેનો અછર નામથી હિંદી ભાષામાં ઓળખવામાં આવે છે, તેનાથી શ્વાસા બની છે, કે જેને કબીર સાહેબે સારી રીતે ખોજ કરી છે. મનને ત્યાં ખેંચી રાખી અને ઉચ્ચાર અગર વગર ઉચ્ચારની દુબધા ટાળવી જોઈએ. જ્યારે એકજ રૂપ પરમાત્માનું દેખાય તેજ એકથી બધો તમારો મત છે. એક વૃક્ષને ડાળીઓ, પાંદડાં, ફળ, ફુલ, અને મૂળ હોય છે. તેમજ આ દેહમાં એકજ વસ્તુ કે જે શ્વાસ છે, તેના ઉપર બધો આધાર છે. અને મુળથી બધો સુધારો થતો જાય છે. શ્વાસાથી સોહંગ થાય છે અને સોહંગથી ઓંકાર અને જે સોહંગથી રકારાદી શબ્દ બને છે. અને તેનોજ દરેક માણુસે વિચાર કરવાનો છે. જે વખતે શ્વાસ ઉપર ખેંચવામાં આવે છે તે વખતે શ્વાસ શરીરમાં આવે છે ત્યારે તે બ્રહ્મ દરેક ઘટમાં વ્યાપે છે ને તે શ્વાસ નીચે મુકવામાં આવે છે ત્યારે તે નિર્મળ રૂપ આકાર વગર જોવામાં આવે છે. શ્વાસનું રૂધન કરવું (થોડો ચઢાવવો—ઉપર ખેંચવો) એ ચારે વેદનું તથા ગીતાનું પણ રહસ્ય છે. માટે હે ધર્મદાસજી તમો તેને પારખો અને તેમાંજ તમારો (પીવ) અમર આત્મા સમાયલો છે. તે બધા જોગીઓનો જોગ છે. તે બધા જ્ઞાનીઓનું જ્ઞાન છે. તે બધા સિદ્ધોનો સિદ્ધ છે. કે જે સ્વરોદય જ્ઞાન છે તે આ સ્વરોદય જ્ઞાન પરમહંસ કોઈક વિચારે છે. તેના મત મતાંતર ઘણા છે, પરંતુ સ્વરોદય ભેદ જે મનુષ્ય સમજે અને તેનો ઉપયોગ કરે કે જે શ્વાસા ખેંચવામાં આવે છે અને મુકવામાં આવે છે. અને તેમાં જ તમારૂ અને જગતનું ભલું અને બુરૂં સમાયલું છે કે જે શ્વાસા ખેંચ્યા બાદ અખંડ જોતીને જોવો અને તેને પોતાના મન સાથે પ્રકાશ પાડવો.

ધર્મદાસજી કહે છે કે હે સદ્‌ગુરૂ તમોએ મારા ઉપર અને જગત ઉપર સ્વરોદય જ્ઞાન આપીને મોટી દયા કરી છે. અને તેને ખોજવાથી ( તત્વ શોધવાથી ) મનુષ્ય પોતાનું તથા બીજાનું ભલું અગર ખોટું સમજી શકે છે.

## કબીરસાહેબ વચન.

ઇંગલા એટલે ચંદ્ર પીંગળા એટલે સુર્ય સુખમના સુશુમનાં આ ત્રણ નાડીનો વિચાર કરવો જોઇએ, જમણે ડાબે સુર ચાલે એની ધારણા ધારણ કરવી જોઇએ. પીંગલા–સુર્ય–નાસીકાનાં બે કાણામાંથી જમણી બાજુ તરફથી જે શ્વાસ ચાલે છે તેને સુર્ય કહેવો અને ઇંગલા એટલે ડાબી બાજુ તરફથી સ્વાસ ચાલતો હોય તેને ચંદ્ર–ઈંગલા કહેવો અને તે બન્ને નાસીકા ઇંદ્રિયોમાંથી સાથે શ્વાસ ચાલતો હોય તેને સુખમન કહેવાય એ પ્રમાણે શાસ્ત્રમાં ત્રણ ધારા વર્ણવેલી છે. જ્યારે પીંગલા–જમણી બાજુનો સુર ચાલે તેમાં સુર્યનો વાસો છે, ઇંગલા–ચંદ્ર તે બાજુએ છે તેમાં ચંદ્ર પ્રકાશ કરી રહ્યો છે. કૃષ્ણ પક્ષ અંધારી જ્યારે બેસે તેમાં ભાન–સુર્યનો વાસ છે અને શુકલ પક્ષ અજવાળીયામાં ચંદ્રનો વાસો છે નિશ્ચય કરીને માનવું જોઈએ. મંગળ અને આદિતવાર અને શનીવારે શુભ કાર્યને માટે સુર્યના ત્રણ દિવસો મળે છે. સોમ અને શુક્રવાર બુધ, અને બૃહસ્પતિ–ગુરૂવારે ચંદ્રયોગમાં સુફળ છે એવું કબીર સાહેબ નિશ્ચય કરીને કથન કહે છે. તીથીવાર તથા ડાબા જમણી બાજુનો વિચાર કરીને જો માણસ બહાર નીકળે તો રણમાં જીત થાય મિત્રથી મેલાપ થાય અને પોતાનું કાર્ય સ્થિરતા ભર્યું થાય. કૃષ્ણ પક્ષની શરૂઆતના ત્રણ દિવસોમાં ભાન સુર્ય લઈ કાર્ય કરવું જોઇએ અને

પ્રથમના ત્રણુ દિવસો એટલે પડવો-બીજ-તીજમાં સુર્ય ચલાવવો અને ચોથ, પાંચમ, છઠ, આ ત્રણુ દિવસો ચંદ્ર અને ત્યાર બાદના ત્રણુ દીવસો સુર્યના અને ત્યાર બાદના ત્રણુ દીવસો ચંદ્રના અને છેલ્લા તેરસ ચૌદસ અને અમાવાસ્યા આ ત્રણુ દીવસો સુર્યના છે. તે પ્રમાણે તે દીવસો સુર્યની તીથિમાં એટલે અંધારીઆમાં ચલાવવા જોઇએ, અને એ પ્રમાણે ચલાવે તો દેહીને સુખ, લાભ તથા ઉલ્લાસ પ્રાપ્ત થાય છે. હવે શુકલ પક્ષ અજવાળીયામાં ચંદ્ર ચાલે તેની પણુ રીત સમજી લ્યો તે રીત ફળ, આનંદ મંગળીક કરે અને દેહને સુખ શાંતિમાં રાખે. જો સુર્યની તીથીમાં પડવાનો ચંદ્ર ચાલે તો કલેશ પીડા તન કરે અને હાની ઉદ્વેગ અગર યુદ્ધ (લડાઇ) કરાવે, તેમજ શુકલ પક્ષની તીથીમાં જો પડવાનો સુર્ય ચાલે તો કાંઇક કલેશ, પીડા, શરીરને કરે અને કાંઇક ઉપાધી કરાવે. પદમ (આસન) માંડીને બેઠા હોય અને ઉપરથી, ડાબી બાજુએથી, અગર સામેથી કોઇ આવે અને આપણુને કાંઇક પ્રશ્ન પુછે અને આપણો ચંદ્ર સુર ચાલતો હોય અને જો બને તો તેનો પણુ સ્વર ચંદ્ર ચાલતો સમજાય તો તે પ્રસંગ ઉત્તમ છે અને તે કાર્ય સિદ્ધ થાય. (૨) નીચેથી પછાડીથી, જમણેથી આવીને કોઈ પણુ માણુસ પ્રશ્ન પુછે અને આપણો સુર્ય સ્વર ચાલતો હોય તો પણુ શુભ કાર્યનું નિશાન છે. જમણી બાજુએ સુર્ય સ્વર ચાલતો હોય અને જો કોઈ માણુસ ડાબી ડાબુ તરફથી આવે શુકલ પક્ષનો વાર તીથી બંધ બેસતાં ઉપર દર્શાવ્યા પ્રમાણે ન આવતો હોય તો તે પ્રસંગ સારો નહી.

જો કોઇ આવીને માણુસ (જમણી) બાજુએ બેસીને કોઇ (રાજ) વાત પૂછે અને લગન-ચોઘડીયું-તીથી અને વાર તે સ્વરને મળતો આવે તો તે કાર્ય સફળ થશે એમ જાણવું.

જો ચંદ્ર સુર્ય ચાલતો હોય અને કોઇ ડાબી બાજુએથી આવીને પુછે. અને તીથી વાર અને અક્ષર મેળ એકી અગર બેકી વાર અને તીથીની ગણત્રીમાં મળતા આવે તો તે કાર્ય સુફળ થાય.

જો કોઈ માણસ (પ્રશ્ન પુછનાર) આવે અને તે જે સવાલ કહે તે પ્રશ્નના અક્ષરો સાત પાંચ નવ ત્રણ પંદર અગર પચીસ થાય અને તે વખતે ભાન (સુર્ય) ચાલતો હોય તો તે કાર્ય થાય.

ચાર, આઠ, બાર, ચાદ, સોળ પ્રશ્નના અક્ષર હોય અને ચંદ્ર સુર ચાલતો હોય તો કબીર સાહેબ કહે છે કે તે કાર્ય વિશેષ થાય.

કરક, મેષ, તુલા, મકર ચારે રાશીમાંની કોઇ પણ રાશીવાળો અગર વસ્તુની રાશી અર્થાત કે જે વસ્તુ માટે પ્રશ્ન હોય તો તે વસ્તુના નામ તે ઉપરની ચારે રાશીમાંના કોઈ પણ રાશીમાંનું નામ મળતું આવતું હોય અને તે વખતે સુર્ય સ્વર ચાલતો હોય તો તે કાર્ય થવાનો સંભવ ઓછો છે એમ સમજવું.

મીન, મિથુન, કન્યા અને ચોથી રાશી ધન આ ચારે રાશી માટે પુછવામાં આવે અને સુખમના સુર ચાલતો હોય તો તે કારજ નિષ્ટ છે પણ રણ સંગ્રામને માટે ઠીક.

વૃશ્ચિક, સિંહ, વૃષભ અને કુંભ રાશી હોય અને ચંદ્ર સુર સાથે વાહન કરતી હોય તો તે કારજ સ્થિરતાથી (મોડુ) થાય પણ થાય ખરૂ.

પોતાનું ચીત્ત સ્થિર કરે, અને પોતાના નાકની દાંડી આગળ પોતાનાં આંખોની કીકી રાખે અને શ્વાસા જોવાની ટેવ પોતાની દ્રષ્ટિ રાખે તો દેવલોક પ્રાપ્ત થાય.

ઉપર બતાવ્યા પ્રમાણે પાંચ તત્વ પાંચ પાંચ ઘડી ચાલે છે. અને તેનું પ્રમાણ પોતાના આહાર ઉપર આધાર રાખે છે. પાંચ

તત્વ ચાલે તે વખતે સમજાય માટે સુર ચલાવવા જોઇએ તેનાં નામ નિચે પ્રમાણે.

ધરતી (પૃથ્વી) તત્વ, આકાશ તત્વ, ત્રીજો પવન તત્વ, ચોથો તત્વ પાવક (અગ્નિ) અને પાંચમો પાણી (જલ) તત્વ આ પ્રમાણે પાંચ તત્વથી આપણું શરીર બંધાયલું છે.

ધરતી તત્વની પરિક્ષા એવી છે કે જે વખતે સુર્ય સ્વર ચાલતો હોય, તે વખતે તે શ્વાસનો રંગ પોતાની આંખોની કીકી વડે જોઇએ તો રંગ પીળો દેખાય, પોતાની શ્વાસા બાર આંગળ લાંબી ચાલતી હોય એ પ્રમાણેનું ધ્યાન કરીને સમજી લેવું જોઇએ. અને તેને ધરતી તત્વ સમજવું.

શ્વાસા ચારજ આંગળ ઉંચી ચાલતી હોય જેનો રંગ આપણુને લાલ દેખાતો હોય, સ્વાસા ઊંચી એટલે ચાર આંગળ સ્વાસા ચાલતી હોય તો તેને કબીર સાહેબ કહે છે કે અગ્નિ તત્વ સમજવું.

પાણી (જલ) તત્વની પરિક્ષા એ છે કે પાણી તત્વ વખતે આપણી નાસિકાની ધારા નીચે ચાલતી હોય, તેનો રંગ સ્વેત (ધોળો) દેખાતો હોય સ્વાસા સોળ આંગળ ચાલતી હોય તો તેને જલ તત્વ કહેવું જોઇએ.

હરો (લીલો) રંગ વાયુ તત્વનો જેની સ્વાસા સિદ્ધિ ન ચાલતાં તીરછી ચાલે છે. તેની સ્વાસા આઠ આંગળ લાંબી ચાલતી હોય પોતાનું મન અને દ્રષ્ટિ નિરમળ કરીને જોઇ લ્યો.

બંન્ને સ્વર ભરપુર ચાલે પરંતુ બાહેર પ્રકાશ ન હોય જેનો રંગ કાળો હોય, તે આકાશ તત્વ સમજવું.

## અથ પદમ પરિક્ષા.

જ્યારે યોગ સાધન કરવું હોય ત્યારે જલ તત્વમાં બેસી, ચંદ્ર

સ્વર સંપૂર્ણ ચાલવો જોઇએ તે પ્રમાણે સાધન કરવામાં આવે તો યોગ માર્ગ સિદ્ધ થાય.

પાવક (અગ્નિ) અગર આકાશ તત્વ ચાલતાં હોય અને સ્થિરતા રહેતાં ન હોય તો જે કાર્ય આપણે કરવાના હોઇએ તે કાર્ય સિદ્ધ સંભવિત નથી.

જલ તત્વ અને પૃથ્વિ તત્વ સ્થિર કારજ માટે અને ચર વીગેરે કામ માટે અગ્નિ અને વાયુ તત્વ. સુર્યની નાડી એટલે સુર્ય સ્વર ચાલતો તે કાર્ય ચર કારજ માટે છે (ચર) અસ્થિર.

## રોગીની પરિક્ષા.

રોગીનો પ્રસંગ એવો છે કે ચંદ્ર સુર ભરપુર ચાલતો હોય. ચંદ્ર સુર પૃથ્વિ તત્વમાં ચાલતો હોય તો તે રોગીનું કદી પણ મૃત્યુ ન થાય.

રોગીનો પ્રસંગ એવો હોય કે, ડાબી બાજુથી આવીને પુછે અને તે ચંદ્ર સુરબંધ હોઈ જમણી બાજુનો સુર્ય સ્વર ચાલતો હોય તો તે રોગી કોઈ પણ પ્રકારે જીવવાનો સંભવ નથી એમ સમજવું.

સુશુમણા સ્વર ચાલતો હોય, પુછનાર આવે તેને બીજે રસ્તે જાય તો તે પ્રસંગે, રોગીની જીવવાની આશા ઘણી જ થોડી.

બંને સુર સાથે ચાલતા હોય, તો જગતમાં મરણુ પ્રમાણુ વધે અને રોગો ચાલે વરસાદ થોડો વરસે, ડાબી બાજુનો ચંદ્ર અને સુરજ બન્ને સુર સાથે સાથે વહેતો મેઘ (વરસાદ) ન આવે અને વરસાદ ન આવે તો અન્ન પણ ન પાકે.

આકાશ તત્વ સુર્ય સાથે ચાલે તો ઘાસ ચારો ઉપજે નહીં.

